# મોજીલી માશુક

અને

## કરણી તેવી પારઉતરણી



કિં. રૂ. ૦-૮-૦

# મોજીલી માશુક

પ્રયોજક

ગુપ્તદુત.

---

મુદ્રક અને પ્રકાશક,

જયશંકર ખોડીદાસ દ્વિવેદી.

---

મોજ-મજાહ પ્રી. પ્રેસ,

અરૂણ બીલ્ડીંગ—મુંબઇ, ૪.

—(:O:)—

કી. ૨-૮-૦

જબસે મેરી ઉસ પરીકી ચાર આંખે હો ગઈ;
તીરે નજરકી મારસે લાચાર આંખે હો ગઈ.

આંખોને આંખોસે મિલકર હાલ દિલકા કહ દિયા;
કાસિદ બની બેતારકી ફિર તાર આંખે હો ગઇ.

દેખતીથી જો જહાંભરકો વો હૈ પાવન્દેયાર;
અબ જમાનેકે લિયે બેકાર આંખે હો ગઇ.

ઉસ બુતેબેપીરને કર ડાલી ઇનકો બુતપરસ્ત;
ગુપ્તકી અબ તાલિબે દીદાર આંખે હો ગઇ.

# મોજીલી માશુક



## પ્રકરણ ૧ લું.

આર્ય પિતામહોની આદિ વાસભૂમિ, પ્રથમ વેદમંત્રોથી મુખરિત બનેલો ગાંધાર દેશ, બૌદ્ધયુગનું પ્રસિધ્ધ સ્થાન; પાણિનીનું જન્મસ્થાન, પ્રાચીનકાળનું વિશ્વવિખ્યાત વિદ્યાલય તક્ષશિલા; સૂર્યપૂજાના પ્રવર્તનનું મૂળસ્થાન મુલતાન, બ્રાહ્મણોની પ્રથમ વાસભૂમિ પ્રાચીન નગર પુરૂષપુર કિંવા પેશાવર વગેરે પંજાબ દેશનાં પ્રસિધ્ધ સ્થળો જોવાની વાસના મ્હારા મનમાં ઘણા દિવસથી પ્રબળ થઈ ગઇ હતી. મ્હારો મિત્ર રામદાસ શર્મા જ્યારે પેશાવરની ઇસ્લામીઆ કૉલેજનો પ્રોફેસર થયો તથા તેણે જ્યારે પંજાબનો સ્વાદિષ્ટ મેવો ખવડાવવાનો મ્હને લોભ બતાવ્યો તેમજ મ્હને નિમંત્રણ કર્યું ત્યારે કલ્પનાથીજ રસસંભોગ કરી, ઘેરાયલી આંખોએ રસ ચુસવા જેવો ધ્વનિ સ્વાભાવિક રીતેજ મ્હારા મુખમાંથી બ્હાર નીકળી પડયો. હું ચિત્રકાર હતો. દેશ વિદેશનાં પ્રસિધ્ધ સ્થાનોનું દર્શન કરવા મ્હારો જીવ ઘણો લલચાતો હતો. અંતે મિત્રના નિમંત્રણને માન આપી હું પેશાવર જઇ પહોંચ્યો. ત્યાં ગયા પછી મ્હેં જે એક નવી જાતની વાત

સાંભળી હતી તેજ હું પાઠકો સમક્ષ રજૂ કરૂં છું.

રામદાસ નોકરી કરતો હોવાથી હું એકલોજ જોવા લાયક સ્થળોએ ફરવા લાગ્યો. તક્ષશિલા જોઈ હું જમરૂદ તરફ જતો હતો. બાલ્યાવસ્થામાંજ ફારસી ભાષાનું સામાન્ય જ્ઞાન મ્હેં મેળવ્યું હતું. પુશ્તુ ભાષાનો પણ મ્હેં થોડો અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત કોઇ નવીન દેશમાં જઇ એ ભાષાના કેટલાક કામચલાઉ શબ્દો શીખી લેવાની એક પ્રકારની સ્વાભાવિક શક્તિ મ્હારામાં હતી. એ સાહસથી મ્હેં એક પઠાણી પોષાક ખરીદી એ દેશનો વેશ ધારણ કર્યો હતો. ઢીલો પાયજામો, લાંબુ પહેરણ તથા જાકીટ, પગમાં ચાંચવાળા જોડા, માથા ઉપર કાળી ટોપી, આસપાસ લાંબો સાફો વગેરે પહેરી હું પઠાણ બની ગયો હતો. મ્હેં બે ઘોડા ભાડે લીધા હતા. એક રાહબર અર્થાત્ માર્ગદર્શકને અમુક પૈસા આપવાના ઠરાવી મ્હેં સાથે લીધો હતો. એક ઘોડા ઉપર હું અને બીજા ઘોડા ઉપર મ્હારો માર્ગદર્શક બેસી રસ્તો કાપતા હતા. મ્હારી એક ચામડાની બૅગ મ્હેં એ માર્ગદર્શક ભોમીઆને સોંપી રાખી હતી. એ બૅગમાં મ્હારો એક ગુજરાતી પોષાક, એક ઈંગ્રેજી પોષાક, થોડી ખાદ્ય સામગ્રી અને દશબાર પુસ્તકો હતાં.

ઝાડ પાન વિનાનો, પહાડી ચઢ ઉતરનો રસ્તો કાપી શરીર થાકી ગયું હતું. માથા ઉપર સૂર્યની ગરમી અસહ્ય થઇ પડી હતી. તરસથી છાતી ફાટી જતી હતી. પાસેની બૉટલમાં જે પાણી હતું તેનાં છેલ્લાં ટીપાંથી ઘણા વખત પહેલાં મ્હેં ગળું ભીંજાવ્યું હતું. એ વખતે આર્યપિતામહો તરફની ભક્તિ તથા ઇતિહાસ

તરફનો અનુરાગ અંતરમાંથી અદૃશ્ય થઈ ગયાં હતાં. થોડે દૂર ગયા પછી રસ્તાની એક બાજુએ થોડાં ઝાડ, જૂદી જૂદી લતાઓ અને લીલી હરિયાળી જોઇ આંખોને જાણે કે ટાઢક વળી; અડધી તરસ જાણે મટી ગઇ. અત્યાર સુધી કેવળ પથરા અને કાંકરા જોઇને આંખોમાં ગરમ પાણી ભરાઇ આવતું હતું. એ જગ્યા જોઈ મ્હારો રાહબર-ભોમીઓ બોલી ઉઠ્યો, "સાહેબ! અહીં પાણી મળશે; અહીં ફુવ્વારો છે."

મ્હેં ઘોડાની લગામ તાણી હતી કે કેમ એ હું બરાબર જાણતો નથી. ઘોડો જાણે કે મ્હારા મનની ઇચ્છા સમજી જઇ પોતાની મેળે રસ્તો છોડી એ વૃક્ષ છાયાથી અને લીલોતરીથી ઠંડી થઇ રહેલી જગ્યા તરફ જવા લાગ્યો. એક પહાડની દિવાલ વટાવી બીજી તરફ જોતાં એ પહાડની નીચેની જગ્યામાં પાણી ભરાઇ રહેલું નજરે પડ્યું. જોડાજોડ આવેલા બે પહાડની વચ્ચે ઉપરથી એક જળધારા નીચે પડતી દેખાઇ. એ બન્ને પહાડ વચ્ચે આવેલા માર્ગમાં આગળ જવાથી સ્વચ્છ પાણી મળશે એમ વિચારી ઘોડાને હું એ તરફ લઈ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ ઘોડાની ધીરજ ખૂટી ગઇ હતી. તેણે ઝરાના ડોળાયલા પાણીમાં ગળુ ભીંજાવાનો આગ્રહ દર્શાવવા માંડયો. એનો ઉદ્દેશ સમજી નહિ શકતાં હું એને આગળ લઇ જવાની ઝડપ કરવા લાગ્યો એટલે એ બીચારો વિરક્તિથી કર્કશ બનેલા સ્વરે ખોંખારી ઉઠયો. એ ખોંખારો સાંભળી તેના ઉત્તરમાં નજીકમાંથી બીજો ઘોડો ખોંખારી ઉઠયો; આમ છતાં એ બીજા ઘોડાને હું એટલામાં કોઈ સ્થળે જોઈ શકયો નહિ.

બન્ને પહાડોની વચ્ચેથી સોએક કદમ હું આગળ વધ્યે હોઈશ એવામાં એક અપૂર્વ દેખાવ મ્હારી નજરે પડયો ! એક ગોળ જગ્યાને ઘેરી બન્ને પહાડ વૃત્તાકારમાં ઉભા રહ્યા હતા. ઘડાના મુખ જેવા કેવળ એક સાંકડા માર્ગ સાથે એ ગોળાકાર સપાટ જગ્યાનો સંયોગ થયેલો હતો. પહાડોના અંગ ઉપર ન્હાની મ્હોટી લતાઓ તથા લીલું ઘાસ ઉગી નીકળ્યું હતું. એ બન્ને પહાડોની વચ્ચેથી ઉજ્વળ હીરાઓની ધારા જેવું ઝરણું નીચે ઢળી પડતું હતું. રસ્તો વટાવી થાકી ગયેલા મુસાફરોની તૃષા છીપાવવા તથા તેમને શાન્તિ આપવા માતા વસુંધરાએ જાણે કે, તેનો કોમળ ખોળો પાથરી છાતીમાંથી અમૃત વર્ષાવવા માંડયું હતું ! આ મનોરમ સ્થાન શોધી કાઢવાનું ગૌરવ મ્હારૂં એકલાનું નહોતું; એક માણસ અગાઉથી એ સ્થળે આવી કોમળ તૃણશય્યા ઉપર સુઈ રહી આરામ મેળવતો હતો—હું એ સ્થાને ગયો તે અગાઉથી એ માણસ ઉંઘી ગયો હોય એમ લાગતું હતું. ઘોડાના ખોંખારાથી તેની ઉંઘમાં ખલેલ પહોંચ્યું હતું; તેના એકાન્ત વિશ્રામમાં મ્હને હરકત કરવા આવતો જોઈ તો ઉઠી તેના ઘોડા નજીક ગયો. ઘોડો તેના માલિકને ઉંઘતો જોઈ ભુખ તરસ દૂર કરવાની પુષ્કળ સામગ્રી જોઈ જરૂર કરતાં વિશેષ સંચય કરવામાં ગુંથાયો હતો. એ માણસ યુવક હતો, તેની આકૃતિ મધ્યમ અને શરીર કદાવર પહેલવાન જેવું હતું. તેનું સુંદર મુખ તડકાથી બળેલું, ચિંતાતુર, દુઃખિત અને ગર્વસૂચક હતું. તેની કમર ઉપર એક છરો હતો, હાથમાં એક મ્હોટી બંદુક હતી, ગળામાં એક ચામડાની કાખલી બેગ હતી.

ખરૂં કહું તો આવા નિર્જન સ્થાને આ ભયંકર હથિયારબંધ માણસને જોઇ મ્હારૂં હૃદય કંપી ઉઠયું હતું. એ માણુસ લુંટારો હશે કે! આ પહાડી પ્રદેશમાં પઠાણુ, આફ્રિદી, વઝીરી, કાબુલી, બલુચી જે કોઇ જોવામાં આવે તે સહુને ધાડપાડુ લુંટારા ધારી લૂટારા સંબંધીનો ભય સહન કરી લેવાની મ્હને ટેવ પડી ગઇ હતી. વળી એ માણુસ કદાચ લુંટારો હોય અને તે મ્હારી બૅગ પડાવી લે તો તેથી તેને વિશેષ લાભ અને મ્હને વિશેષ નુકસાન થાય તેમ નહોતું. ગુજરાતી તથા ઇંગ્રેજી પોષાક તેને શા કામનો હતો? વળી બે ચાર ગુજરાતી નવલકથાઓની તેની નજરે કોડીની પણુ કિંમત નહોતી!

આવા વિચાર કરતાં કરતાં મ્હેં એ માણુસને સલામ કરી કહ્યું, "સલામ આલેકમ હુજૂર! મ્હેં આપના આરામમાં હરકત કરી કે?"

એ માણુસે મ્હારા સંભાષણુનો કાંઇ જવાબ નહિ આપતાં રૂઢ સ્થિર દૃષ્ટિથી એક વખત મ્હારા આપાદ મસ્તકનું નિરીક્ષણ કર્યું. પછી જાણે કે મ્હારા સંબંધી નિશ્ચિંત તથા સંતુષ્ટ થઇ તેણે મ્હારા ભોમીઆની સંદેહયુક્ત દૃષ્ટિથી પરીક્ષા કરી લીધી. મ્હારો ભોમીઓ થોડો પાછળ પડી ગયો હતો. મ્હેં જોયું તો તે આગળ વધતાં વધતાં એકાએક ભયભીત બની જઈ ઘોડાની લગામ પકડી રાખી વિચલિત ભાવથી ઉભો રહ્યો હતો. તેનું મ્હોં ઉતરી ગયું હતું. તેની આંખો તથા મુખ ઉપર વિષમ ભયની કાળી છાયા છવાઇ ગઈ હતી! એની ભયથી સ્તંભિત બનેલી મૂર્તિ જોઇ મ્હને પણુ ભય લાગ્યો—હૃદય

એક વખત ધ્રુજી ઉઠ્યું. મ્હેં વિચાર્યું, "કેવું દુર્ભાગ્ય! નીકળતી વખતે અપશુકન થયા હોય એમ લાગે છે!"

આમ છતાં સમયસૂચકતા વાપરી મ્હેં મ્હારો ભય તથા ચંચળતા દબાવી રાખ્યાં. હું ઘોડા ઉપરથી નીચે ઉતરી પડ્યો. ભોમીઆને બન્ને ઘોડાઓ છુટા મુકવાની સૂચના કરી ઝરણાના જળમાં માથું ડુબાવી હું જળપાન તથા સ્નાન કરવા લાગ્યો; આમ હોવા છતાં મ્હારી નજર પેલા અજાણ્યા માણસ તથા રાહબર તરફ હતી. ભોમીઓ ભય તથા અવિશ્વાસથી ના છુટકે આગળ આવતો હતો. અજાણ્યા માણસનો અમારા તરફ બિલ્કુલ વિરૂધ્ધ ભાવ જોવામાં આવ્યો નહિ. ઘોડાની લગામ છોડી દઈ બંદુકને નીચી નમાવી રાખી ફરીથી તે સરળ દૃષ્ટિથી અમારા તરફ જોવા લાગ્યો.

તેણે મ્હારા સંભાષણનો ઉત્તર આપ્યો નહોતો તથા મ્હારી સલામ ઝીલી નહોતી. એ તરફ દુર્લક્ષ્ય કરી હું રૂમાલથી માથું લુંછી લીલા ઘાસ ઉપર આડો થઇ ગયો, તથા ખીસ્સામાંથી સિગારકેસ કાઢી એક ચીરૂટ લઈ દાંતથી તેનો એક છેડો કાપતાં કાપતાં મ્હેં પેલા માણસને પૂછ્યું, "સાહેબ! આપની બૅગમાં દીવાસળી અગર ચકમક છે કે?"

આ વખતે પણ મુખેથી કાંઇ ઉત્તર નહિ આપતાં એ માણસ પોતાની બૅગ ખોલી તેમાં હાથ ફેરવતાં ફેરવતાં મ્હારી નજીક આવ્યો. પછી તેણે બૅગમાંથી એક ચકમક પત્થર, એક લોઢું તથા એક કાકડો બ્હાર કાઢી અગ્નિ સળગાવ્યો. પછી તેણે સળગાવેલો કાકડો મ્હારી ચીરૂટના મ્હોં પાસે ધર્યો. આ

વખતે પણ તેણે બંદુક છોડી નહોતી. એક હાથમાં પોતાની બંદુક તેણે પ્રથમની માફક પકડી રાખી હતી.

મ્હારી ચીરૂટ સળગી એટલે મ્હેં સીગારકેસમાંથી એક સર્વોત્તમ ચીરૂટ બ્હાર કાઢી અજાણ્યા માણસ તરફ ધરી કહ્યું, "મેહેરબાની કરી આપ આ ચીરૂટ સ્વીકારશો કે ?"

એણે ચીરૂટ સ્વીકારી પહેલી વખતે મ્હોં ઉઘાડી કહ્યું, "લુત્ફ-ઈ-શુમા જિયાદ (આપની ઘણી કૃપા છે)!" આમ કહી તેણે સહજ નમીને મ્હને સલામ કરી. પછી ચીરૂટ સળગાવી પરમ પરિતૃપ્તિ સહિત તે ધુમ્રપાન કરવા લાગ્યો.

થોડા સમય પછી જોરથી એકદમ મારી; નાક તથા મ્હોં-માંથી ધુમાડાના ગોટા કાઢતાં તેણે કહ્યું કે, આવી ઉત્તમ તમાકુ ઘણા દિવસથી તેણે પીધી નથી તથા આજે મ્હારી મેહેરબાનીથી તેનું દિલ ઘણું ખુશી થયું છે!

અજાણ્યો માણુસ કોઇની પાસેથી તમાકુ લે તો તેથી બંધુત્વ થયું છે એમ આ દેશમાં સમજવામાં આવે છે. આમ હોવાથી એ લૂંટારાએ મ્હારી ચીરૂટ સ્વીકારી એટલે મ્હારા મનમાંનો ભય ઘણા અંશે ઓછો થઈ ગયો.

એ માણુસ જબરો વકતા હતો; તે મ્હોં ખોલી મ્હારી સાથે ઘણી વાત કરવા લાગ્યો. મ્હારી ફારસી તથા પુશ્તુ ભાષાની મુડી જલ્દી ખૂટી ગઇ. હું વિદેશી છું એ વાત પકડાઈ ગઇ. પછી હું ફારસી, પુશ્તુ, ઉર્દુ, હિંદી વગેરે ભાષાના શબ્દોની ખીચડી બનાવવા લાગ્યો. એ અજાણ્યા માણુસે પોતાને એ દેશના વતની તરીકે ઓળખાવ્યો; છતાં એ વાત મ્હને ખરી

લાગી નહિ, કારણ કે જે સ્થળે અમે બેઠા હતા એ સ્થળનું નાંમ તે કહી શકયો નહિ. નજીકમાં કોઇ સ્થળે ગામ કે મનુષ્યોની વસતિ છે કે કેમ એ તે જાણુતો નહોતો. વળી તક્ષશિલા, પુરૂષપુર અગર મુલતાન સંબંધીની કાંઈ માહિતી તેને નહોતી. વાત કરતાં તેણે કહ્યું, " આપનો ઘોડો કાંઇ કામનો નથી." મ્હારા વાહનનો આ ગુણ શોધી કાઢવામાં સહજ પણ બુધ્ધિ દોડાવવી પડે તેમ નહિ હોવાથી મ્હેં હાસ્ય કર્યું. એ માણસ કહેવા લાગ્યો, " મ્હારા આ ઘોડાને આપ જેવો તેવો સમજશો નહિ. એક દિવસે બિલ્કુલ રોકાયા વિના એ મ્હને નેવું માઇલ લઇ ગયો હતો ! ને આ વાત બોલ્યા પછી પોતાની કાંઇ ભૂલ થઇ હોય એવા ભાવથી તે એકદમ ચુપ થઇ ગયો. જાણે કે એ વાત બોલવાની તેની ઇચ્છા નહોતી. અસાવધાનતાથી એ વાત બોલી તેણે ઘણો અન્યાય કર્યો હોય એમ તેને લાગતું હતું ! એક દિવસે લાગલાગટ નેવું માઇલની મુસાફરી કરવાનું વ્યાજબી કારણ દર્શાવવાના હેતુથી તેણે કહ્યું, " એક ઘણો જરૂરનો કેસ હતો. તે દિવસે હું જો વખતસર પેશાવર ન પહોંચ્યો હોત તો ઘણું નુકસાન થાત.

આમ કહી તેણે પાછું મ્હારા ભોમીઆ તરફ જોયું. ભોમીઓ એની દષ્ટિના આઘાતથી આંખો નમાવી નીચું જોઇ રહ્યો.

એ અજાણ્યા માણસના લવારાથી હું કંટાળી ગયો હતો. આ છાયાથી શીતળ બનેલા સ્થળે ઝરણાનો મૃદુ ગીતધ્વનિ ધીમે ધીમે મ્હારા સઘળા ચૈતન્યને હરી લેતો હતો, થોડું કાચું

કોરૂં ખાઈ સહજ ઉંઘ લેવાને મ્હેં નિશ્ચય કર્યો. મ્હારી બેંગ ખોલી એક ડબ્બામાંથી માખણ ચોપડેલી મ્હોટી રોટી, થોડી મીઠાઇ તથા પીસ્તાં, કીસમીસ અને બદામ નાખી બનાવેલો બાદશાહી હલવો બ્હાર કાઢી એ સઘળું મ્હેં એક કાગળ ઉપર મૂક્યું. આ દેશનો એવો નિયમ છે કે, ખાતી વખતે જે માણસ હાજર હોય અગર આવી ચઢે તેને ભોજનમાં ભાગીદાર થવાનું આમંત્રણ કરવું જોઈએ; એવું નિમંત્રણ ન કરવામાં આવે તો એ શત્રુતાનું ચિહ્ન સમજવામાં આવે છે. મ્હેં એ અજાણ્યા માણસને નિમંત્રણ કરી કહ્યું, "મેહેરબાની કરી મ્હારી સાથે થોડું ખાણું લેશો કે ?"

આ દેશના નિયમ પ્રમાણે કોઇનું નમક ખાવું એ તેની સાથે દૃઢ બંધુત્વમાં બંધાવા જેવું છે. જેના મનમાં અનિષ્ટ અગર શત્રુતા કરવાની ઇચ્છા હોય છે તે કોઇ પણ પ્રકારે ખાણું લેવાની હા પાડતું નથી. છતાં એ અજાણ્યા માણસે તરતજ રાજી થઇ નીચા નમી મ્હને સલામ કરી ફરીથી કહ્યું, "લુત્ફ-ઇ-શુમા જિયાદ !" આમ કહી એ ભુખ્યા વાઘની માફક રોટી, મીઠાઇ વગેરે ગળી જવા લાગ્યો. તેની ખાવાની ઉતાવળ જોઇએ બીચારો ઓછામાં ઓછા બે દિવસથી ભુખ્યો હોવો જોઈએ, એમ હું સ્પષ્ટ સમજી શક્યો ! એને બચાવવા માટેજ આજે ઇશ્વરે આ સ્થળે મ્હને મોકલ્યો હોય એમ લાગ્યું. એની ભુખ તથા આહારનો આગ્રહ જોઇ મ્હેં થોડું ખાધું. મ્હારા બોમી-આએ તો મ્હારાથી પણ થોડું ખાધું તથા તે એક પણ શબ્દ બોલ્યો નહિ. અજાણ્યા માણસને જોયા પછી જાણે કે તેનું મ્હોં

સીવઈ ગયું હતું; બાકી પહેલાં તો એની આડી અવળી વાતો સાંભળી હું ઘણો કંટાળી ગયો હતો. અજાણ્યા માણસને જોયા પછી અવિશ્વાસ તથા સંદેહથી તે જડસડ બની ગયો હતો. ભોમીઆની સ્થિતિ જોઇ હું મ્હારા મન સાથે એમ વિચારતો હતો કે, "આ અજાણ્યો માણસ ખૂની લૂંટારો હોવો જોઇએ તથા મ્હારો ભોમીઓ એને ઓળખતો હોવો જોઇએ. એ ગમે તે હોય; મ્હારે એનો ભય રાખવાનું કાંઇ કારણ નથી; કેમ કે એણે મ્હારી તમાકુ પીધી છે તથા મ્હારી સાથે ખાણું લીધું છે; હવે એ મ્હારો દોસ્ત છે."

ખાણું લીધા પછી અમે બન્નેએ પાછી ચીરૂટ સળગાવી પછી લીલા ઘાસ ઉપર સૂઈ રહી મ્હેં મ્હારા ભોમીઆને ઘોડા ઉપર જીન કસવાનો હુકમ કર્યો.

ભોમીઓ ઝડપથી મ્હારો હુકમ પાળી બન્ને હાથથી બે ઘોડાઓનાં મ્હોં આગળ ખેંચી લાવી હાજર થયો. અહીંથી નાશી છુટીએ એટલે બચીએ એમજ તેને લાગતું હતું.

અજાણ્યા માણસને સલામ કરી વિદાય લેતાં મ્હેં કહ્યું, "ખુદા હાફેજ (ભગવાન આપનું રક્ષણ કરો)!"

અજાણ્યા માણસે આ વખતે સ્હામા નમસ્કાર કરી મ્હને પૂછ્યું, "આજની રાત ક્યાં ગુજારશો?"

મારા ભોમીઆનો નિષેધદર્શક સંકેત સમજતાં પહેલાંજ મ્હેં ઉત્તર આપ્યો, "ખઈબર પાસને બીજે મ્હોડે ડાકકા સુધી નહિ જઇ શકાય તો રસ્તામાં કોઈ સરાઇની અંદર રાત ગુજારીશ."

એ માણસે કહ્યું, "આજે આપ કોઈ પણ રીતે ડાકકા સુધી નહિ પહોંચી શકો. સંધ્યાકાળ પૂર્વે એટલો બધો માર્ગ કાપવાની શકિત તમારા આ કમજોર ટટ્ટુમાં નથી. રસ્તે સરાઈમાંજ આ રાત રહેવું પડશે; છતાં આ તરફની સરાઈઓમાં આપ જેવા અમીર માણસને જોઈતી સગવડ મળી શકે તેમ નથી. હું પણ એજ રસ્તે જવા ઈચ્છું છું. જો આપ મ્હને આપનો સોબતી બનાવો તો હું પણ આપની સાથે આવું."

"ઘણી ખુશીથી" આમ કહી હું મ્હારા ઘોડા ઉપર ચઢયો. મ્હારો ભોમીઓ મ્હારા ઘોડાનું મ્હોં પકડી ઉભો રહ્યો હતો, તેણે ફરીથી મ્હને સંકેત કર્યાં. તેના સંકેતના ઉત્તરમાં મ્હેં કેવળ સહજ હસીને તેને જણાવ્યું કે, મ્હારું મન બેપરવાહ અર્થાત્ નિશ્ચિંત છે.

અમે રવાના થયા.



# પ્રકરણ ૨ જું.

મ્હારા બોમીઆનો રહસ્યપૂર્ણ સંકેત તથા તેનો ભયથી વ્યાકુળ બનેલો ભાવ, અજાણ્યા માણુસનો દુશ્મનના જેવો ચહેરો, તેણે એક દિવસમાં ઘોડા ઉપર બેસી નેવુ માઇલનો કરેલો પ્રવાસ, તથા એ પ્રવાસનું તેણે દર્શાવેલું કપોળ કલ્પિત કારણ, વિગેરે ઉપરથી મ્હારા એ અજાણ્યા સાથી સંબંધી હું મ્હારા મનમાં એવો સ્પષ્ટ નિર્ણય કરી શકયો હતો કે, તે એક લૂટારો હોઇ અમે તેના પંઝામાં ફસાયા છીએ; પરંતુ તેથી ચિંતા કરવા જેવું શું હતું? મ્હારા મિત્ર રામદાસ સાથે આ દેશના રીતરીવાજો સંબંધી મ્હારી જે વાતચિત થઇ હતી તે ઉપરથી હું એમ સમજી શકયો હતો કે, આ દેશનું જે માણુસ બીજાની સાથે એકજ આસનમાં ખાણું લે છે, એ માણુસ કદપિ નિમકહરામ થતું નથી. આમ હોવાથી એ લૂંટારાનો ભય રાખવાનું મ્હને કોઈ કારણુ નહોતું; ઉલટું તે સાથે હોય તો માર્ગમાં બીજા કોઇનાથી મ્હારૂં અનિષ્ટ થઈ શકે એવો સંભવ નહોતો. એ અજાણ્યા લૂંટારા સાથે ઓળખાણુ થવાથી મ્હારા નવલકથાપ્રિય મનને ઘણો આનંદ થયો હતો. લૂંટારાની ઓળખાણુ થાય એવી ઇચ્છા કોઇ કરતું નથી, પરંતુ એવો લૂંટારો જો પોતાની ભયંકરતા છોડી દેખા દે છે તો હિંસ્ર વાઘને પોષવા જેવો આનંદ મેળવી શકાય છે.

હું દૂર આવેલા ગુજરાતમાં ચિત્રકારના વ્યવસાય ઉપર જીવનારો સાદો સીધો માણસ હતો; કોઈની સાથે લડવાની કે તકરાર કરવાની તાકત મ્હારામાં નહોતી પાંચ હજાર વર્ષ પૂર્વે આ દેશમાં મ્હારા પૂર્વજો રહેતા હતા. તેમની પાયમાલી અને વિનાશનાં ચિહ્ન જોવા હું આટલે દૂર આવ્યો હતો. મ્હારી એ વાત સાંભળી મ્હારો નવો દોસ્ત એકાએક એવી રીતે હસી પડયો કે જાણે એક વાંસને પુષ્કળ બળ વાપરી ચડચડ કરતો ચીરો નાખવામાં આવ્યો હોય ! એ હાસ્ય સાંભળી મારો ભોમીઓ એવો ચમકી ઉઠયો કે, તે ઘોડા ઉપરથી પડી જતાં સહજમાં બચી ગયો.

મ્હારી મૂર્ખતા અને સરળતા માટે ભોમીઆને ઘણો ખેદ થતો હોવો જોઇએ એમ ધારી મેં એ દેશના લૂંટારા તથા ધાડપાડુઓની વાત કાઢી, પરંતુ એ વાતમાં મેં માન તથા શ્રધ્ધા ભરેલી ભાષા વાપરવાની ખાસ કાળજી રાખી. મારા ભોમીઆએ વારંવાર ઇશારા કરી મને ચુપ રહેવા જણાવ્યું, છતાં હું ચુપ ન રહ્યો તેથી એ બીચારાનું મોં દીકરા જેવુ થઇ ગયું. જે વખતની હું વાત કરૂં છું એ વખતે આ પ્રદેશના મીરખાન નામના લૂંટારાનાં સાહસકર્મોની હકીકત દૂર આવેલા ગુજરાતનાં વર્ત્તમાન પત્રોમાં પણ પ્રસિધ્ધ થતી હતી. સરકારી નોકરો એ લૂંટારાને પકડી શકતા નહિ હોવાથી તેને પકડી આપનારને પાંચ હજાર રૂપિયાનું ઇનામ ગવર્નમેન્ટ તરફથી જાહિર કરવામાં આવ્યું હતું. મને એમ થવા લાગ્યું કે, મારો અજાણ્યો સાથીજ કદાચ એ મીરખાન હોય તો ! મેં એ મીરખાનની બહાદુરીની જે જે વાતો

વર્તમાન પત્રોમાં વાંચી હતી તથા આ દેશમાં આવી લોકોને મુખે સાંભળી હતી તેમાંથી વખાણવા જેવી વાતોનું હું વર્ણન કરવા લાગ્યો તથા વચ્ચે વચ્ચે એ વાતોના નાયકની સદાશયતા તથા બહાદુરીની તારીફ કરવા લાગ્યો.

"મીરખાન એક સાધારણ રખડતો માણસ છે." મારા સોબતીએ ઉદાસીન ભાવથી કહ્યું.

મેં મારા મન સાથે કહ્યું, "આ ખરી વાત હશે કે કેવળ વિનય બતાવવામાં આવતો હશે?" મારો સાથી મીરખાન જ હોવો જોઇએ એ સંબંધી મને બિલ્કુલ સંદેહ રહ્યો નહિ. પ્રત્યેક થાણા ઉપર, રેલ્વે સ્ટેશને અને જાહિર સ્થળોએ મીરખાનની જે છબી ટાંગવામાં આવી હતી તેની સાથે મારા સોબતીની આકૃતિ સર્વાંશે મળતી આવતી હતી. એજ મ્હોં, એજ દાઢી અને એજ ફેંટો હતો! મીરખાન બહારવટીઓ અર્થાત્ કેદખાનામાંથી નાશી છુટેલો કેદી હોવા છતાં તેણે પોતાના ચહેરા અને પોષાકમાં બિલ્કુલ ફેરફાર કર્યો નહોતો; તેને જાણે કે આખી આલમમાં કોઇનો ભય નહોતો!

સંધ્યાકાળના અરસામાં અમે એક સરાઇ નજીક જઇ પહોંચ્યા. મીરખાને જે વાત કહી હતી તે સાચી જણાઇ. સભ્ય માણસ રહી શકે એવી એ સરાઇમાં સગવડ નહોતી. ચટાઇથી ઘેરી લીધેલી અમુક જગ્યા હોય છાપરાને બદલે ઉપરના ભાગમાં પશુનું ચામડું નાખેલું હતું. એ ચટાઇ વટોળીઆના જોરથી ઉડી ન જાય એ માટે વચ્ચે વચ્ચે તેને જમીનમાં ડાટેલા વાંસ સાથે દોરડાથી બાંધી લીધી હતી. એકંદરે તેનો દેખાવ મોટા

તંબૂ જેવો હતો. એ સરાઇના મધ્ય ભાગમાં એક પડદો નાખી સરાઇના બે ભાગ પાડવામાં આવ્યા હતા. એ બે ભાગને બે ખંડ કહીએ તો પણ ચાલી શકે. એક ખંડમાં સરાઇવાળી ડોશી તથા તેની એક કિશોર ઉમ્મરની ભાણી રહેતી હતી. એ ખંડમાંજ વટેમાર્ગુઓ માટે રસોઇ બનાવવામાં આવતી હતી; બીજા ખંડમાં વટેમાર્ગુઓને ઉતારો આપવામાં આવતો હતો. સરાઇમાં પ્રવેશ કરતાંજ ધુમાડાથી આંખોમાં પાણી ભરાઇ આવ્યું. ધુમાડો બ્હાર નીકળી જવા માટે ચામડાના છાપરામાં ઘણાં છિદ્ર હતાં; પરંતુ બ્હારની ઠંડીના જોરને લીધે ધુમાડો અંદરજ ભરાઇ રહેતો હતો. સરાઇથી આશરે વીસ કદમ દૂર બીજી એક બાંધી લીધેલી જગ્યા હતી. વટેમાર્ગુઓના ઘોડાઓને એ જગ્યામાં રાખવામાં આવતા હતા; આમ હોવાથી એ જગ્યાનું વર્ણન કરવાની જરૂર નથી.

અમે જ્યારે એ સ્થળે આશ્રય લીધો ત્યારે અમારા સદ્‌ભાગ્યે સરાઇમાં બીજો કોઇ મુસાફર નહોતો. સરાઇવાળી બુઢ્ઢી મારા સાથીને જોઈ આનંદ સાથે આશ્ચર્ય પામી બોલી ઉઠી, "આવો ભાઈ મીરખાંન! તમે આવી પહોંચ્યા કે ?"

મીરખાને ભવાં ચઢાવી હાથ ઉંચો કરી હુકમ કરતો હોય એવી રીતે બુઢ્ઢીને ચુપ થઇ જવાનો ઇશારો કર્યો. મીરખાનના એ હાથે જાણે બુઢ્ઢીનું મ્હોં દબાવી દીધું; તે તત્કાળ ચુપ થઈ ગઈ.

આ વખતે મારા ભોમીઆએ મારા તરફ એવા ભાવથી જોયું કે હું તરત તેના મનની વાત સમજી શકયો. તે જાણે એમ કહેતો હતો કે, "મેં વારંવાર સમજાવ્યા છતાં તમે મારો સંકેત

સમજ્યા નહિ; હવે બધો ભેદ સમજ્યાને ?"

મીરખાન જાણી ન શકે એવી રીતે મેં માસ બેબીખાને ઇશારો કરી એમ જણાવી દીધું કે, જેની સાથે આપણે સતવાસો કરવાનો છે તેને હું પ્રથમથી ઓળખી શક્યો છું.

મીરખાને સરાઇવાળી બુઢ્ઢીને કહ્યું, "માઇજી, ત્રણ માણસ માટે ખાણું બનાવો. અમે ઘણા ભુખ્યા થયા છીએ એ ઉપરથી ખોરાકનું માપ સમજી લેજો."

આવા અસભ્ય સ્થળે અમને જે ખોરાક મળ્યો તે કાંઇ તદ્દન ખરાબ નહોતો. મોટી જાડી રોટી, જાડા ચાવલનો ઘીમાં બનાવેલો, બદામ પીસ્તાં વગેરે ભેળવેલો મીઠો ભાત વિગેરેને મેં સારી રીતે ઇન્સાફ આપ્યો. બુઢ્ઢીએ માંસ સુધ્ધાં પકાવ્યું હતું પરંતુ માંસાહાર નહિ કરતો હોવાથી મીરખાને તથા મારા બોમીઆએ એ વસ્તુને ન્યાય આપ્યો. ખોરાકની વસ્તુઓમાં અખરોટ, કીસમીસ, તરબુજ વગેરે પણ હતું.

ખાણું લઇ હાથ ધોઇ અમે એક ચટાઇ ઉપર બેઠા. કિશોરી અને બુઢ્ઢી એંઠવાડો સાફ કરતી હતી. તેમના તરફ જોઇ હું એમ વિચારતો હતો કે, આપણી આર્યપિતામહી ગાંધારીના પિતૃવંશ સાથે એમનો કાંઇ સંબંધ હોવો જોઇએ.

ઘરના એક ખુણામાં એક ખંજરી લટકાવેલી હતી. એ જોઇ મેં પેલી કિશોરીને પૂછ્યું, "મામક ! તું ગાઇ શકે છે કે ?"

આ દેશમાં ડોશીઓને મુખ્યત્વે કરીને મામા અર્થાત્ માતા કહેવામાં આવે છે. બાળિકાઓને મામક કહી બોલાવવામાં આવે

છે. મામકનો અર્થ ન્હાની મા અગર તો ન્હાની ડોશી થાય છે.

પોતે ગાન ગાઇ શકે છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં મીરખાન તરફ જોઇ બ્હીતાં બ્હીતાં મામકે કહ્યું, "ખાનસાહેબ ઉમદા સંગીત ગાઇ શકે છે."

મેં મીરખાન તરફ જોઇ કહ્યું, "આપ મેહેરબાની કરી એક ચીજ ગાઇ સંભળાવશો કે? હું આપનું ગાન સાંભળી ઘણો ખુશી થઇશ."

મીરખાને કહ્યું, "આપના જેવા દિલાવર દોસ્તને નાખુશ કરવા હું ઇચ્છતો નથી. મેં આપનું ઉમદા ખાણું ખાધું છે તથા કિંમતી તમાકુ પીધી છે; એના બદલામાં મારે મારો કઠોર સ્વર આપને સંભળાવવો જોઇએ."

મામક ખંજરી લઇ આવી. મીરખાન એક કાવ્ય ગાવા લાગ્યો. હું એ ગાનનો એક અક્ષર પણ સમજી શક્યો નહિ. મેં સાંભળ્યું હતું કે, મીરખાન બલુચી છે. પોતે ગાયેલા ગાનનો અર્થ તેણે જ્યારે મને સમજાવ્યો ત્યારે આ પહાડી પ્રદેશના કવિના અસાધારણ કવિત્વથી હું મુગ્ધ થઇ ગયો. હું બોલી ઉઠ્યો, "ઘણું સુંદર કાવ્ય છે, ભાવ ઉત્તમ છે. આ કાવ્ય કયી ભાષાનું છે?"

મીરખાને ગંભીર ભાવથી ઉત્તર આપ્યો, "બલુચી ભાષનું."

આમ કહી ખંજરી નીચે મુકી દઇ દીવાની શિખા તરફ મ્લાન દૃષ્ટિથી જોઇ તે કાંઇ વિચાર કરવા લાગ્યો. દીવાના ઝાંખા પ્રકાશમાં તેનું મોં ભયંકર પણ મહત્વદર્શક લાગતું હતું—નરકાગ્નિની સ્હામે શયતાનનું જે વર્ણન પાશ્ચાત્ય કવિ મિલ્ટને કર્યું છે એ મને યાદ આવ્યું. એ શયતાનની માફક મારો દોસ્ત પણ

તેના કોઈ ભ્રષ્ટ સ્વર્ગ, કે જે સ્થળેથી તેનાં પાપોને લીધે બહિષ્કૃત થઈ તે સ્વર્ગની વાત વિચારતો હતો.

મીરખાને બે ગીત ગાયાં. બન્ને ગીતમાં પરીના જેવી કોઈ સુંદરી અગર પ્રિયતમાનું તેણે વંદન કર્યું. એ પ્રિયતમાના વિરહથી વીર લુંટારો પણ જાણે કે બેચેન બની ગયો હતો. તેના જીગરમાં ઊંડા જખ્મ વાગ્યા હતા.

મીરખાનના જીવનની વિશેષ માહિતી મેળવવાના હેતુથી મેં તેની સાથે વાતચિત કરવા માંડી; છતાં તે કેવળ હકાર તથા નકારમાં ટૂંકા ઉત્તર આપવા લાગ્યો. થોડા વખત પૂર્વેનો તેનો વાચાળ સ્વભાવ જાણે કે દૂર થઈ ગયો હતો; તે જાણે કે દુઃખમય શોક સિંધુમાં ડૂબી ગયો હતો.

રાત થઈ હતી. મામા તથા મામક પડદાંની પેલી બાજુએ સૂઈ રહેવા ચાલી ગઈ હતી. અમે પણ સૂઈ જવાનોજ વિચાર કરતા હતા, એવામાં મારા ભોમીઆએ બ્હીતાં બ્હીતાં મને કહ્યું, "સાહેબ ! એક વખત તબેલામાં ચાલો."

આ વાકય સાંભળી મીરખાન જાણે કે ચમકીને ઊંઘમાંથી જાગી ઉઠયો, તથા કર્કશ કંઠે તેણે પૂછયું, "કયાં જવું છે?"

ભોમીઆએ વિશેષ ભયભીત બની કહ્યું, "તબેલામાં."

મીરખાને પ્રથમના જેવા સ્વરે કહ્યું, "શા માટે ? ઘોડાઓને માટે પૂરતા ઘાસ, પાણી અને દાણાની વ્યવસ્થા કરવામાં આવી છે. તું અહીંજ સૂઈ રહે; સાહેબને એથી કાંઈ હરકત થવાની નથી."

ભોમીઆએ બ્હીતાં બ્હીતાં કહ્યું, "સાહેબનો ઘોડો બીમાર

થઈ ગયો હોય એમ લાગે છે. વળી આવા ઠેકાણે જો ઘોડો વિશેષ બીમાર બની જાય તો સાહેબને મુશ્કેલી વેઠવી પડે. આમ હોવાથી સવેળા ઘોડાની સારવાર કરવાની જરૂર છે."

ભોમીઓ એકાંતમાં મને કાંઇ કહેવા ઇચ્છે છે એમ હું સ્પષ્ટ સમજી શકયો; પરંતુ મીરખાનના મનમાં સંદેહ ઉપજાવવામાં ડહાપણુ નથી એમ વિચારી મેં તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવાનો નિશ્ચય કર્યો. મેં ભોમીઆને કહ્યું, "અશ્વચિકિત્સા સંબંધી હું કાંઈ જાણુતો નથી. વળી હમણાં મને ઉંઘ આવે છે. કાલે સ્હવારે કાંઇ ગોઠવણુ કરીશું."

મીરખાને કહ્યું, "ચાલ, હું તારી સાથે આવું છું."

આમ કહી ભોમીઆને સાથે લઇ તે બ્હાર ગયો તથા થોડા વખત પછી એ એકલો પાછો ફર્યો. મીરખાને મારા તરફ જોઇ કહ્યું, "સાહેબ! આપના ઘોડાને કાંઈ દર્દ થયું નથી. ઘોડા તરફ વિશેષ મમતા હોવાથીજ આપનો ભોમીઓ એને દર્દ થયાની આશંકા રાખે છે. તે આખી રાત ઘોડા પાસે રહી એની સારવાર કરવા ઇચ્છે છે."

હું સમજી ગયો કે, મીરખાન ભોમીઆને ધમકાવી આવ્યો છે તેથી ભોમીઓ આખી રાતમાં મારી પાસે આવી મને કાંઈ કહેવાની હિમ્મત કરી શકવાનો નથી. હું એક ચટાઇ પાથરી સુઇ ગયો તથા એક ગરમ બનુસ શરીર ઉપર ઓઢયું. સુઇ રહેતી વખતે મેં મારો ઓવર કોટ ઉતારી નાખ્યો નહોતો.

મીરખાને મારી પાસેજ દ્વાર આગળ બિછાનું બિછાવતાં કહ્યું, "હું આપની પાસે સુઈ રહેવાની જે ગુસ્તાખી કરૂં છું

એ માટે મને માફી આપજો."

એ ખંડમાં ઘણી જગ્યા હોવા છતાં મીરખાનને મારી જોડા-જોડ દ્વાર આગળ સૂઈ રહેતો જોઈ હું સાફ સમજી શક્યો કે, ખાંચીઓ રાતના વખતે મને મળે એવી તેની ઈચ્છા નથી.

બિછાનું પાથરી મીરખાને પોતાની બંદુક તપાસી જોઇ. બંદુક ભરેલીજ હતી. એ ભરેલી બંદુકને માથા નીચે રાખી તે સૂઈ ગયો. પાંચ મીનીટ પછી નિદ્રાજડિત સ્વરે મને ઇશ્વરના હાથમાં સોંપી રાત માટે તેણે રજા માગી. વિના વિલંબે અમને બન્નેને ગાઢ નિદ્રા આવી.



# પ્રકરણ ૩ જું.



હું મુસાફરી કરીને થાકી ગયેલો હોવાથી એકજ ઉંઘે સ્હવાર થશે એમ મેં ધાર્યું હતું, પરંતુ માનવરક્તપિપાસુ જંતુઓના વિષમ ઉત્પાતથી કલાકેક પછી મારી ઉંઘ ઉડી ગઈ. જાગીને જોયું તો બિછાનામાં પુષ્કળ માંકડ તથા મચ્છર નજરે પડયા. ઉંઘવાની આશા છોડી હું ઉઠી બેઠો થયો તથા બ્હાર ઓટલા ઉપર બાકીની રાત પસાર કરવાનો મેં વિચાર કર્યો. હું ઉઠી ઉભો થઇ ઓવરકોટ ઉપર બનુસ નાખી મીરખાનનું ઉંઘતું શરીર ઓળંગી બ્હાર નીકળ્યો. મીરખાન ગાઢ નિદ્રામાં હોવાથી તે કાંઇ જાણી શક્યો નહિ.

દ્વારની બ્હાર એક લાકડાની બેંચ હતી. હું તેના ઉપર સૂઈ ગયો તથા ફરીથી ઉંઘી જવા માટે આંખો મીંચતો હતો એવામાં એક માણસ એક ઘોડો લઈ ચાલ્યો જતો હોય એવો આછો દેખાવ મારા જોવામાં આવ્યો. આ માણસ ભોમીઆ જેવો લાગવાથી આશ્ચર્ય પામી હું ઝટ બેઠો થયો તથા તેના તરફ જવા લાગ્યો. એ મારો ભોમીઓજ હતો. મને દૂરથી જોઇ તે ઉભો રહ્યો. હું નજીક ગયો એટલે ઘણા ધીમા અવાજે તેણે મને પૂછ્યું, "બહારવટીઓ ક્યાં છે ?"

મેં કહ્યું, "સરાઇની અંદર ઉંઘે છે. માકડ મચ્છરોએ એની ઉંઘ આગળ હાર કબુલ કરી છે. આટલી રાતે તું ઘોડાને કેમ ફેરવે છે ?"

ભોમીઆએ ચકિત દૃષ્ટિથી એક વખત સરાઈ તરફ જોઇ ધીમા અવાજે કહ્યું, "સાહેબ ! હું તમને ખુદાના કસમ આપી કહું છું કે, ધીમેથી બોલો. એ કયો માણસ છે તે તમે જાણતા નથી ! એ મીરખાન બહારવટીઓ છે. બલુચિસ્તાનથી માંડી વઝીરીસ્તાનની સરહદના ઇંગ્રેજી મુલકમાં લૂંટફાટ કરી તે ઘણો મશહૂર થયો છે. આખા દિવસમાં તમને ચેતવવા માટે મેં ઘણા ઇસારા કર્યા; પરંતુ તમારી અક્કલપર પત્થર પડેલા હોવાથી તમે કાંઈ સમજી શકયા નહિ."

મેં હસીને કહ્યું, "એ લૂંટારો હોય અગર ફકીર હોય તેથી મને શું છે? એણે મને લૂંટયો નથી, લૂંટવાની એની ઇચ્છા પણ નથી તથા તેને લોભાવે એવી કોઇ વસ્તુ મ્હારી પાસે નથી."

ભોમીઆએ ગંભીરભાવથી પરંતુ અત્યંત મૃદુ સ્વરે કહ્યું, "લૂંટારાને લોભાવે એવી કોઇ વસ્તુ તમારી પાસે નથી એ માટે આપણે ખુદાનો અહેસાન માનવો જોઈએ. આપણી સાથે તેની મુલાકાત થઇ છે એ આપણે આપણા નસીબનું જોર સમજવું જોઇએ. એનો પત્તો આપનારને પાંચ હજાર રૂપિયાનું ઇનામ તથા મોટી બક્ષિસ મળે તેમ છે એ તમે જાણો છો? બે માઇલને છેટે મિલિટરી પોલિસનું થાણું છે. સ્હવાર થતાં ન થતાંમાં હું કેટલાક ગોલંદાજ સિપાહીઓને અહીં તેડી લાવીશ. હમણાં હું એનોજ ઘોડો લઇ જાત; પરંતુ એ ઘોડો એવો બદમાશ છે કે, બીજા કોઇને પોતાની પાસે ઉભા રહેવા દેતો નથી."

મેં કહ્યું, "આવી ક્ષયતાની તને શોભતી નથી ! એ બીચા-

શાએ તારું શું નુકશાન કર્યું છે કે, તું એને કેદ પકડાવવા જાય છે ?"

ભોમીઓ બોલ્યો, "મારું કાંઇ નુકશાન નથી કર્યું તેથીજ હું એને ગિરફતાર કરાવવા જીવતો રહી શકયો છું. જો એની મારા ઉપર ખફા નજર થઈ હોત તો હું કયારનોએ જહન્નમનો મુસાફર બની ગયો હોત! વળી એને ગિરફતાર કરાવવાથી પાંચ હજાર રૂપિયાની જંગી રકમનું બહાદુરી ભરેલું ઇનામ મળે તેમ છે!"

"આ માણસજ મીરખાન બહારવટીઓ છે એમ તું કેવી રીતે જાણી શકયો ?" મેં પૂછયું.

"એ મીરખાન છે એમાં કાંઈ શક નથી. મારી સાથે તબેલામાં આવી મને દમ ભરાવીને તેણે કહ્યું હતું કે, 'તું મને ઓળખતો હોય એમ લાગે છે. જો તું સાહેબને મારી ઓળખાણ આપીશ તો ગળું દબાવી હું તારો જીવ લઈશ એ યાદ રાખજે.' સાહેબ! આપ એની પાસે રહો. એ આપનું કાંઇ અહિત કરશે નહિ. વળી આપ એની પાસે હશો તો એના મનમાં કાંઈ વ્હેમ આવશે નહિ."

વાત કરતાં કરતાં સરાઇથી અમે ઘણે છેટે જઇ ચઢયા હતા. ભોમીઓ નીચો નમી ઘોડાના પગ આગળ કાંઇ કરવા લાગ્યો. બરાબર તપાસ કરી જોતાં ઘોડાના પગની ખરીઓનો અવાજ બંધ કરવા માટે ત્યાં બાંધેલો પોતાનો ફેંટો છોડી નાખતો જણાયો કેમકે હવે ઘોડાની ખરીઓનો અવાજ સરાઈ સુધી સંભળાવાનો સંભવ નહોતો. હું કાંઈ બોલું તે પહેલાં તો તેણે

ઘોડેસ્વાર થઈ લગામ પકડી. મેં તેને રોકવાના, મનાવવાના ઘણા પ્રયત્નો કર્યાં; પરંતુ તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. છેવટે મેં મારા હાથમાં તેનો એક હાથ પકડી રાખ્યો.

કાબુલી પઠાણને પકડી રાખવા જેટલું બળ મારા જેવા દાળભાતખાઉ ગુજરાતીમાં નહોતું. ઘણી સહેલાઈથી મારો હાથ છોડાવી નમ્ર સ્વરે તે બોલ્યો, "સાહેબ! હું ઘણો ગરીબ માણસ છું. એક સાથે પાંચ હજાર રૂપિયા મેળવવાનો લોભ હું છોડી શકતો નથી. હું આ આખા મુલ્કના ભયનું કારણ દૂર કરી બક્ષિસ મેળવવા ઇચ્છું છું; હું કોઈ ગુન્હો કરવા જતો નથી. વળી હવે હું પાછો ફરૂં એ પણ ઠીક નથી. આપ હોશિયાર રહેજો."

આમ કહી એ પાજી ઘોડો દોડાવી પહાડોથી ઘેરાયલા ગંભીર અંધકારમાં ગૂમ થઇ ગયો. મારા ભોમીઆના આવા વર્તન માટે મને ઘણું માઠું લાગ્યું. એ સાથે મારા મનમાં ભય પણ ઉપજ્યો. મીરખાન જો મારા ઉપર વહેમાય તો ક્ષણમાંજ મારી જીવનલીલાનો અંત આવે તેમ હતો! એક ક્ષણમાંજ મેં મારૂં કર્ત્તવ્ય નક્કી કરી લીધું.

વિના વિલંબે હું સરાઈમાં પાછો ફર્યો. એ વખતે પણ મીરખાન ગાઢ નિદ્રાસુખ અનુભવતો હતો. ઘણા દિવસના ઉજાગરા, ભુખ, પ્રવાસ, કષ્ટ વગેરેથી થાકી પાકી આજે એ બીચારો અવસન્ન બની ગયો હતો. મેં તેને જાગ્રત કરવા કહ્યું, "ખાનસાહેબ! ઓ ખાનસાહેબ!"

કાંઈ ઉત્તર મળ્યો નહિ. બ્હીતાં બ્હીતાં મેં તેનું શરીર હલાવી 'ખાનસાહેબ—ઓ ખાનસાહેબ!' કહી હું તેને હાકો

મારવા લાગ્યો.

બાણુમાંથી જેમ તીર છૂટે તેમ એ એકાએક બેઠો થઈ ગયો તથા ક્ષણ માત્રમાંજ માથા નીચેની બંદુક તેણે પોતાના હાથમાં ઉપાડી લેવા હાથ લંબાવ્યો. સાવધાન બની પ્રથમથીજ મેં બંદુક ત્યાંથી ખસેડી દૂર મૂકી દીધી હતી. બંદુક નજરે નહિ પડતાં તેણે મારા તરફ વાઘ જેવી નજર કરી જે છલંગ મારી હતી, તે હજી હું ભૂલી શકયો નથી. એ વખતની વાત યાદ આવતાં હજી પણ મારા શરીરનાં સઘળાં રૂવાં ખડાં થઈ જાય છે.

મીરખાનની વાઘ જેવી બીહામણી મૂર્તિ જોઈ ભયભીત બની હું બે કદમ પાછો હઠી ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યો, "ખાનસાહેબ! માફ કરજો. આપના ભલાની ખાતર મારે આપના આરામનો ભંગ કરવો પડયો છે. હું કેવળ આપને એક ટૂંકો પ્રશ્ન પૂછું છું; અડધો ડઝન ગોલંદાજ સવારો અહીં આવે એ આપને પસંદ છે કે?"

વાઘના જેવી ગર્જના કરી મીરખાન બોલી ઉઠયો, "આવી વાત આપને કોણે કહી?"

"હજી પણ અસલ વાત આપ વિચારી નથી શકયા?"

"બરાબર છે, આપના ભોમીઆએ મને દગો દીધો છે, ઠીક છે, એના આજના કાર્યનો એને બરાબર બદલો મળશે. હમણાં એ હરામજાદો કયાં છે?"

'મને એની પૂરતી ખબર નથી."

"ત્યારે ગોલંદાજોની વાત આપને કોણે કહી? મામા એ કે?"

અમારી બન્નેની ગરબડથી મામાની ઊંઘ ઉડી ગઇ હતી. ભયભીત બની જઇ પર્દા પાછળ ઉભી રહી તે અમારી હિલચાલ જોતી હતી અને વાતચિત સાંભળતી હતી. મીરખાનના મુખે પોતાનું નામ સાંભળી વિશેષ ભયભીત બની પર્દાની ફાટ આગળથી તે દૂર ખસી ગઇ. હું પર્દાની ફાટ તરફ મોં કરી ઉભો રહ્યો હતો તથા મીરખાનની એ તરફ પીઠ હતી. હું મામાને જોઇ શકયો; પરંતુ મીરખાન ન જોઇ શકયો.

મેં કહ્યું, "ના, મામાએ મને કાંઇ કહ્યું નથી. વાતોમાં વખત ગૂમાવવાને બદલે મુદ્દાની જે હકીકત હું કહું તે સાંભળો. ગોલંદાજ સવારોનો આપને જો કાંઇ ભય હોય તો હવે અહીં વખત ગૂમાવશો નહિ અને જો ભય ન હોય તો આપ નિશ્ચિંત-તાથી પુનઃ આરામ લ્યો. મેં આપની ઊંઘ ઉડાવી છે એ માટે મને માફી આપજો."

"આપના ભોમીઆ માટે પ્રથમથીજ મારા મનમાં સંદેહ ઉપજ્યો હતો. વિના વિલંબે હું એની સાથે સમજી લઇશ. સાહેબ! હું હવે આપની પાસે વિદાય લઉં છું. ખુદા હાફેજ! આપે આજે મારાપર જે ઉપકાર કર્યો છે તે માટે પરવરદિગાર આપનું ભલું કરશે. આપ ધારો છો તેવો અગર તો આપે સાંભળ્યું છે એવો ખરાબ માણસ હું નથી. હુ આપનો હમ્મેશાંને માટે ઋણી રહીશ એ મારે માટે અફસોસનો વિષય છે કે આ જીવનમાં આપનું ઋણ અદા કરવાનો સુયોગ મને મળે એવો સંભવ નથી. ખુદા હાફેજ! સાહેબ, ખુદા હાફેજ!"

મીરખાનનાં આ વાકયો સાંભળી દુઃખિત થઇ મેં કહ્યું,

"જો આપ કોઈના ઉપર સંદેહ લાવી કોઈનું કાંઇ અનિષ્ટ નહિ કરો તો તેથી હું મારૂં ઋણ અદા થયું સમજીશ. વાટ ખરચ માટે આપ આ નજીવી રકમ અને થોડી ચીરૂટો લ્યો."

આમ કહી મેં થોડા રૂપિયા અને કેટલીક ચીરૂટો મીરખાન સ્હામે ધરી એમાંથી કેવળ એક ચીરૂટ લઇ મીરખાને મને સલામ કરી તથા મારા બન્ને હાથ ચુપકીદીથી પકડી રાખી તેણે વિદાય લીધી. પછી પોતાની બેગ ગળે ભેરવી, બંદુક હાથમાં લઈ મીરખાને મામાને કેટલીક વાત કહી; એ વાતનો અર્થ હું સમજી શકયો નહિ. મીરખાન ઘણી ઝડપથી તબેલા તરફ ચાલ્યો ગયો. થોડીજ વારમાં તે પોતાના બાહોશ અશ્વ ઉપર સવાર થઇ પલાયન કરી ગયો.

હું સરાઇની બ્હાર બેંચ ઉપર જઇ બેઠો. મારી ઊંઘ ઉડી ગઇ હતી. હું મારા મનને પૂછવા લાગ્યો, "આજે મેં એક લૂંટારાનું રક્ષણ કર્યું એ કાર્ય વ્યાજબી છે કે ? એણે કેટલા માણસોને લૂંટી પાયમાલ કર્યાં છે, કેટલાં માણસોનાં ખુન કર્યાં છે ? એનું રક્ષણ કરી મેં પાપ કર્યું છે કે ? મારો ભોમીઓ કાયદાને મદદ કરવા જઇ મારે લીધેજ નાસીપાસ થશે. એ કદાચ નિરાશ બની જઈ મારા ઉપર વૈર વાળશે. હવે ભવિષ્યમાં મીરખાનને હાથે જે લૂંટફાટો અને ખુનખરાબી થશે એ સઘળાનું પાપ મને લાગશે ! આમ છતાં આફતમાં ફસાયલા માણસને મદદ નહિ કરતાં ચુપ બેસી રહેવામાં મનુષ્યત્વ છે કે ? મનુષ્યના અંતરમાં દયાભાવ ઉપજે છે ત્યારે તે યુક્તિ અગર તર્ક તરફ દુર્લક્ષ્ય કરે છે."

આવી રીતે ઉપરાઉપરી મારા મનને પ્રશ્નો પૂછી હું

વ્યાકુળ ચિત્તને સ્થિર કરતો હતો એવામાં ભોમીઆએ છ સવારો સાથે આવી સાવધાનતાથી સરાઇ ઘેરી લીધી. ભોમીઓ ભયનો માર્યો દૂર ઉભો રહ્યો હતો. હું ઉઠી એ સવારો પાસે ગયો તથા મીરખાન બે કલાકથી સરાઈ છોડી ચાલ્યો ગયો છે એમ મેં તેમને કહ્યું.

એ સવારોએ મામાને મીરખાનની હકીકત પૂછી. પોતે કાંઇ જાણતી નથી એમ મામાએ કહ્યું. પોલિસની ઉલટ તપાસમાં તેણે કહ્યું કે, તે મીરખાનને ઓળખે છે ખરી; પરંતુ તે સ્ત્રીજાત હોઈ એકલી રહેતી હોવાથી બ્હીકની મારી મીરખાનની હિલચાલ સંબંધીની કાંઇ ખબર પોલિસને આપી શકતી નથી. મીરખાન વચ્ચે વચ્ચે તેની સરાઇમાં આવી આશ્રય લે છે અને મધ્યરાત્રિ થતાં સરાઈ છોડી ચાલ્યો જાય છે.

મીરખાન સંબંધી આડીઅવળી હકીકત પુછતાં પુછતાં એ સવારો મને પોલિસ સ્ટેશને લઇ ગયા; પરંતુ મારી સાથે મીરખાનનો કાંઇ સંબંધ હોવાનું પ્રમાણ નહિ મળી આવવાથી પોલિસ ઈન્સ્પેક્ટરે મને છોડી દીધો. આમ છતાં ભોમીઆનું મન મારા ઉપર ઘણું નારાજ થઇ ગયું હતું. મેંજ તેને પાંચ હજાર રૂપિયાનું ઇનામ મળતું અટકાવ્યું હતું એવીજ તેની ધારણા હતી. ગમે તેમ હો, મેં તેને રજા આપતી વખતે મારાથી બની શકે એટલું ઈનામ આપી તેને સંતુષ્ટ કર્યો હતો.



# પ્રકરણ ૪ થું.

કાબુલ જોવા જવાની ઇચ્છાથી સિંધી તથા પેશાવરી વેપારીઓના એક કાફલાઓમાં હું ભળી ગયો. ખઇબરપાસ વટાવી અફધાનીસ્તાનની સરહદને છેડે ખઇબરપાસની ઘાટી ઓળંગી ડાકા શહેરમાં હું જઈ પહોંચ્યો; છતાં કાબુલીઓએ મને ઇંગ્રેજોનો ગુપ્તદૂત સમજી કાબુલમાં પ્રવેશ કરવાની રજા આપી નહિ. મારે ડાકાથીજ જમરૂદ તરફ પાછા ફરવાનું થયું. ભારત તથા અફધાનીસ્તાનના ગગનચુંબી પર્વતોની દિવાલથી અલગ થયેલા ખયબરપાસ નામનાં બે પહાડો વચ્ચે આવેલા રસ્તેથી બન્ને દેશોમાં સહેલાઇથી જઇ શકાતું હતું. એ રસ્તાને બન્ને છેડે બે શહેર આવેલાં હતાં. ભારતની સીમા ઉપર જમરૂદ શહેર આવેલું હતું અને અફધાનીસ્તાનની સીમા ઉપર ડાકાનો કિલ્લો માર્ગ રોકી ઉભો રહ્યો હતો. એ રસ્તેથીજ ગ્રીક લોકો ભારતમાં આવ્યા હતા. મુસલમાન વિજેતાઓ આવ્યા હતા. મગ તથા શાક દ્વીપી બ્રાહ્મણો આવ્યા હતા, અર્થાત્ એ રસ્તો ઇતિહાસ પ્રસિધ્ધ હતો. દર વર્ષે લાખો વેપારીઓ વાણિજ્યની વિવિધ સામગ્રી હજારો ઉંટ, ઘોડા અને ખચ્ચરો ઉપર લાદી એ રસ્તે આવજા કરતા હતા. હિંદુસ્તાનમાં; જે મેવો આપણે ખાઇએ છીએ તે એ રસ્તેથી આવે છે. અસંખ્ય ઇરાની તથા તુરાની લોક એ રસ્તેથી ભારતમાં આવ્યા છે. પ્રવેશ કરવાનું કેવળ એ એક માત્ર સુપ્રસિદ્ધ સિંહદ્વાર અફઘાની-

આમાં બે દિવસ–મંગળ અને શુક્રવારે–ખુલ્લું રહે છે. વળી ઉનાળામાં તો કેવળ શુક્રવારને દિવસેજ ખુલ્લું રહે છે. જે સઘળા લોક અફ્ઘાનીસ્તનમાં પ્રવેશ કરે છે અને ત્યાંથી પાછા ફરે છે તેમની પૂરતી પરીક્ષા કર્યાં પછીજ અફ્ઘાન રાજ્યના નોકરો આવજા કરવા દે છે. મને અફ્ઘાનીસ્તાનમાં દાખલ થવાનો પરવાનો મળ્યો નહિ. હું વેપારી નહોતો; છતાં કાબુલ જવામાં મારો ખરાબ ઉદ્દેશ હોવો જોઇએ એવો ખોટો સંદેહ અફ્ઘાન રાજ્યના નોકરોના મનમાં ઉપજ્યો હતો. ઉનાળાની મોસમ હતી. શુક્રવારે હું ડાક્કા પહોંચ્યો હતો. પાછા ફરવા માટે બીજા શુક્રવાર સૂધી મારે ડાક્કા શહેરમાં રોકાવાનું હતું. હિંદુકુશ પર્વતના ચરણો નીચે કાબુલ નદીના તીર ઉપર એ શહેર આવેલું હતું.

એક દિવસે સંધ્યાકાળે હું કાબુલ નદીને તીરે એક પાષાણુ શિલા ઉપર બેસી આ પહાડી પ્રદેશની સુંદરતાનું મુગ્ધ દૃષ્ટિથી દર્શન કરતો હતો. યુગયુગાંતરનો ઇતિહાસ જાણે કે મારા મનમાં જાગી ઉઠયો હતો. આ કાબુલ નદી પ્રાચીનકાળમાં કુંભા નામથી ઓળખાતી હતી. એની પાસે આવેલો હિંદુકુશ પ્રાચીન આર્યોનો સોમજનક મૂજવાન્ પર્વત તરીકે ઓળખાતો હતો! આજે એ સઘળી પ્રાચીન સભ્યતાનો નાશ થઇ ગયો છે.

નદીના જળમાંથી એક તરૂણી રમણીને મેં ધીમે ધીમે તટ ઉપર આવતી જોઇ. એને જોઈ મને દેવી ગાંધારી યાદ આવી. તે સાથે પાર્વતી, ઉમા અને હેમવતી પણ યાદ આવી. રમણીએ ગુલાબી રંગનું રેશમી ઓઢણું ઓઢયું હતું, લીલા રંગનો ઢીલો રેશમી પાયજામો પહેર્યો હતો. ઓઢણામાં તેણે પોતાનું

મુખ છુપાવી રાખ્યું હતું. તેના પગમાં જરીથી ભરેલી મોજડીઓ હતી. સફેદ પહેરણ નીચે ગળાથી કમર સુધીનું અંગ ઢંકાયલું હતું. તરુણી મારી પાસે આવી નજીક પડેલી બીજી એક પાષાણ શિલા ઉપર બેઠી. પછી તેણે ઘુંઘટો કાઢી નાખી ઓઢણાને પીઠ ઉપર પાછળ નાખ્યું, એ તરુણી મને ઘણી રૂપવતી જણાઇ. તેના શરીરનો બાંધો ઘાટીલો હતો. બન્ને આંખો વિશાળ તથા ચંચળ હતી. તેના માથા ઉપરનો ચોટલો ઘણો લાંબો હતો. એ ચોટલાની રેશમી ફીટથી વેણી ગુંથી લીધી હતી. તેની વેણીમાં ગુલાબનાં પુષ્પો પણ ગુંથી લેવામાં આવ્યાં હતાં. એ પુષ્પોમાંથી તીવ્ર સુવાસ આવતી હતી.

અફઘાન રમણીઓ પરપુરુષને ઘુમટો ખોલી પોતાનું મોં બતાવતી નથી; પરંતુ જાજાવર નામની જાતિમાં સ્ત્રીઓ મોં ઉપર બુરખો રાખતી નથી. મારી નજીક આવી બેઠેલી સુંદરી જાજાવર જાતિની હોવી જોઇએ અગર તો તે વડેલી વનિતા હોવી જોઇએ એમ મને લાગ્યું; પરંતુ તેના કાન ઉપરનાં જુલ્ફાં ઝાલરની માફક કાપેલાં હોવાથી એ વિવાહિતા સ્ત્રી હોવી જોઇએ એમ મને લાગ્યું. એ ગમે તે હો. પરંતું જુવાનીના જોશથી.તેનું અંગેઅંગ ખીલ્યું હતું. અલબેલા યૌવને તેની સ્વાભાવિક સુંદરતામાં ઘણો વધારો કરી દીધો હતો. મેં હાથમાંની ચીરૂટ ફેંકી દઇ તટસ્થ થઇ ભવ્ય ભાવથી એ તરુણીને ઉદ્દેશીને કહ્યું, "સલામ આલેકમ, ખાનુમ !'

રૂપાની ઘંટડી જેવા મધુર કંઠે તરુણી સુંદરીએ કહ્યું, "આલેકમ સલામ સાહેબ! આપે આપની સુંદર ચીરૂટ પીધા

વિના શા માટે ફેંકી દીધી? તમાકુની ખુશબો મને ઘણી પસંદ છે. હું પણ તમાકુ પીઉં છું."

મેં ઝડપથી એક નરમ સિગારેટ પસંદ કરી બ્હાર કાઢી તેને આપી તથા દીવાસળી સળગાવી બન્ને હાથની ખોલમાં શિખાને વાયુના જોરથી બચાવી સુંદરીના મોં પાસે ધરી. સુંદરીએ મારા તરફ મોં નમાવી દીપશિખાના સંયોગથી ચીરૂટ સળગાવવા માંડી. દીવાસળીની શિખાના પ્રકાશમાં સુંદરીનું મોં પ્રકાશી ઉઠ્યું તથા ક્ષણે ક્ષણે ચીરૂટના પ્રત્યેક દમ સાથે શિખાએ વિશેષ ઉજ્જવળ બની સુંદરીના મુખ ઉપર ક્ષણ સ્થાયી પ્રકાશ ફેંકવા માંડયો. હું એ પ્રકાશની સહાયતાથી રૂપસુંદરીનું મોં બરાબર જોઇ શકયો. એનું લલાટ એકાદશીના ખણ્ડચંદ્ર જેવું હતું, તેનું નાક હાથી દાંતથી બનેલી વાંસળી જેવું હતું, તેનાં બન્ને નયન સ્વચ્છ જળવાળાં સરોવર જેવાં હતાં, તેના ઓષ્ઠ કાગદી બદામ જેવા હતા, તેની દંતપંક્તિ કુંદપુષ્પની માળા જેવી હતી, તેની આંગળીઓ કનકચંપાની કલિઓ જેવી હતી; તેનું સમસ્ત મુખ બસરાના ગુલાબ જેવું હતું!

અમે બન્ને પાસે પાસે આવેલી પાષાણશિલા ઉપર બેઠાં હતાં. નીચેના ભાગમાં તરવારની વાંકી ધાર જેવી નદી હતી, ઉંચે નક્ષત્ર મંડળ હતું. હું મ્હારી નજીક બેઠેલી એ રૂપસુંદરીના સૌન્દર્ય તથા તારુણ્યને મન તેમજ પ્રાણથી અનુભવતો હતો.

તરૂણીએ ચીરૂટના બે ચાર દમ માર્યા પછી પ્રથમના જેવા મંજુલ સ્વરે પૂછ્યું, "હમણાં કેટલા વાગ્યા છે?"

મેં મારા ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી તેની સ્હામે ધર્યું.

અને ઘડીઆળમાં રેડીઅમ હોવાથી તેના અંક અને કાંટા અંધ-કારમાં પણ જોઇ શકાતા હતા એ જોઇ તરુણી વિસ્મિત તથા આનંદિત બની બોલી ઉઠી, "વાહ! ઘણું સુંદર ઘડીઆળ છે. સાહેબ લોકોના હુન્નરની જેટલી તારીફ કરવામાં આવે તેટલી થોડી છે. આપ અંગ્રેજ છો કે?"

મેં કહ્યું, "આપનો આ બંદો ગરીબ ગુજરાતી છે, આપ અફઘાની છો કે?"

તરુણીએ તેનું સુંદર ન્હાનું માથું હલાવી કહ્યું, "ના."

"ત્યારે વઝીરી છો?"

તરૂણીએ ખડખડાટ હસી પડી કહ્યું, "ના."

"આફ્રિદી છો?"

"ના."

"તુરાની?"

"ના, ના."

"તુર્કી."

યુવતીએ કૌતુક અનુભવી કહ્યું, "ના, ના, ના."

"ત્યારે ઇરાની છો?"

યુવતી ખુશી થઇ બોલી ઉઠી, "બેશક. હું ઇરાની છું, જાદુગરી છું. હું દરકોઇનું નસીબ જોઇ શકું છું. ગમે તે માણુસના ભૂત ભવિષ્ય અને વર્ત્તમાનને હું કહી શકું છું. આપ પર-દેશી હોવાથી મને ઓળખતા નથી. આ દેશનાં સઘળાં માણુસો મને ફિરોજાના નામથી ઓળખે છે."

એની વાત સાંભળી મને હસવું આવવા માંડ્યું. મેં મારા

મન સાથે વિચાર્યું, "કુદરતની કેવી લીલા છે! બે દિવસ પહેલાં એક વિખ્યાત લૂટારા સાથે દોસ્તી થઇ તથા આજે એક જાદુગરી ધરાની રમણી સાથે ઓળખાણ થાય છે! વિદેશના પ્રવાસે જતાં કેવા નવા અનુભવ મળે છે! આ ફ્રિરોજા વૈદિક કાળના કોઈ ઋષિના વંશની કન્યા હોવી જોઇએ; કેમ કે પ્રાચીન આર્ય ઋષિઓજ મંત્ર તંત્ર, વશીકરણ ઉચ્ચાટન સ્તંભન, મારણ વગેરે વિદ્યાઓના પ્રણેતાઓ છે!"

મને ચુપકીદીથી વિચાર કરતો જોઈ ફ્રિરોજાએ ફરી ખડખડાટ હસીને કહ્યું, "આ જાદુગરણીને જોઈ તમને ડર લાગે છે કે?"

મેં કહ્યું, "ના. ઉલટું તમારી સાથે વિશેષ મહોબત થાય એમ હું ઇચ્છું છું."

ફ્રિરોજા બોલી ઉઠી, "તમે મારી સાથે મારે ઘર આવશો કે?"

એના આવા અણધાર્યા નિમંત્રણથી હું વિચારમાં પડી ગયો. ખરી રીતે જોવા જતાં એ રમણીના સ્વભાવ તથા ચારિત્ર સંબંધી હું કાંઇ જાણતો નહોતો. તેને ઘેર જતાં હું સંકોચાવા લાગ્યો; છતાં ક્ષણકાળ પુર્વે મેં તેને એમ કહ્યું હતું કે, મને તેનો ડર લાગતો નથી. હું તેની સાથે જવાની ના પાડું તો મને ડર લાગ્યો છે એમ તે સમજી બેસે એવો સંભવ લાગ્યો. સંકોચ તથા શર્મથી મેં કહ્યું, "જરૂર આવીશ. શયતાની સુંદરી સાથે જહન્નમાં જવાને પણ હું તૈયાર છું; તમે તો બેહસ્તની હુરી છો; તમે ફિરદોસીનાં પરી છો!"

ફ્રિરોજા ફુવ્વારા જેવું હાસ્ય ઉડાવી બોલી ઉઠી,

"અગર ફિરદોસ્-બર્-રુયે જમીનસ્ત
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત."

(જો કદાચ આ પૃથ્વીના હૃદય ઉપર કોઇ સ્થળે સ્વર્ગ હોય તો તે આ સ્થળે, આ સ્થળે અને આ સ્થળેજ છે!)

અંધકારની અંદર પાછું વિજળી જેવું હાસ્ય કરી ફિરોજા ચંચળ ભાવથી ઉઠી ઉભી થઈ. હું પણ મંત્ર મુગ્ધ બની ગયો હોઉં-વશ થઇ ગયો હોઉં એવી રીતે ઉભો થયો. એ સ્થળનો ત્યાગ કરતી વખતે કેટલા વાગ્યા છે એ જાણવાની ફરી ફિરોજાએ ઇચ્છા દર્શાવી. મેં ઘડીયાળ બહાર કાઢી તેને વખત કહ્યો.

નિર્જન અંધકારમાં નદીના તીર ઉપર હું એક ગુજરાતી ઇરાની તરૂણી ફિરોજા સાથે જવા લાગ્યો. એને જો રોમાન્સ કહેવામાં આવે તો કાંઈ ખોટું નથી.



# પ્રકરણ ૫ મું.



અમે શહેરમાં જઈ પહોંચ્યાં. રાત્રિ ગંભીર થઇ હતી, રસ્તો નિર્જન હતો, બજારની દુકાનો બંધ થઇ ગઇ હતી. ફિરોજા શહેરને છેડે એક ગલીની અંદર આવેલા એક મકાનમાં મને લઇ ગઈ. એક બુઢ્ઢીએ આવી મકાનનું પ્રવેશદ્વાર ઉઘાડયું. અમે એક વિશાળ ખંડમાં પ્રવેશ કર્યો. હું સમજી ન શકું એવી ભાષામાં ફિરોજાએ પેલી બુઢ્ઢીને કાંઈ કહ્યું એટલે એ ત્યાંથી ચાલી ગઈ. એ ખંડમાં વિશેષ સરસામાન નહોતો. એક ખાટલો, બે નેતરથી ભરેલાં આસન, એક હુકકો તથા પાણીનો ચંબુ એ ખંડની સામગ્રી હતી. ખાટલા ઉપર ગાલિચો બિછાવેલો હોઇ બે તકીઆ ગોઠવેલા હતા તથા બન્ને નેતરનાં આસન ઉપર મેંઢાનાં ચામડાં બિછાવી રાખ્યાં હતાં.

નેતરનું એક આસન બતાવી ફિરોજાએ મને કહ્યું, "બેસો."

મેં કહ્યું, "જ્યાં સૂધી તમે ન બેસો ત્યાં સૂધી હું કેવી રીતે બેસી શકું?"

ફિરોજા ફરી રહેવા આવેલાં ભમરડાની માફક એક વખત આખું અંગ હલાવી નેતરના એક આસન ઉપર બેસી ગઇ! હું તેની સ્હામે નેતરના બીજા આસન ઉપર બેઠો.

ફિરોજાએ ખાટલાની નીચેથી એક ન્હાની કંડીઆ જેવી પેટી ખેંચી લઇ તેને ઉઘાડતાં કહ્યું, "સાહેબ! હું તમારૂં નસીબ જોઇશ."

મેં હસીને કહ્યું, "તમારે તકલીફ લેવાની કાંઈ જરૂર નથી; હું જાણું છું કે, મ્હારૂં નસીબ ઘણું ઉમદા છે. નસીબ ઉમદા ન હોય તો તમારાં જેવાં બેહસ્તનાં હુરી સાથે એકાએક મુલાકાત ક્યાંથી થાય?"

ફિરોજાએ ખડખડાટ હસી પડી પેલી પેટીમાંથી એક સ્લેટ, ચાર પાસા, ચકમકનો એક પત્થર અને વાંદરાના માથાની એક ખોલ બહાર કાઢી! એ સઘળું જોઈ મારા શરીરનાં સઘળાં રુંવાં ખડાં થઇ ગયાં. ફિરોજા સાક્ષાત જાદુગરી શયતાનીજ હોય એમ મને લાગ્યું!

ફિરોજાએ મારો જમણો હાથ ખેંચી લઇ હથેળીની રેખાઓમાં લખાયલું મ્હારૂં નસીબ વાંચી અત્યંત ચંચળ ભાવથી પૂછ્યું, "સાહેબ! હમણાં કેટલા વાગ્યા છે?"

મ્હેં ઘડીઆળ જોઈ એને વખત કહ્યો.

ફિરોજાએ પ્રથમના જેવા ચંચળ ભાવથી ફરી પુછ્યું, "તમારી ઘડીઆળ સોનાની છે કે?"

મ્હેં ઉત્તર આપ્યો, "હા."

ફિરોજા પાછી હથેળી ઉપર નમી પડી. હથેળીની રેખાઓ ઉપર આંગળી ફેરવવા લાગી. થોડા વખત પછી તે બોલી ઉઠી, "સાહેબ! તમારૂં નસીબ ઘણું ઉમદા છે. તમે જનાનાઓના દિલદાર દોસ્ત છો. તમે દાનેશમંદ, દૌલતમંદ તથા દરિયાવ દિલ છો!"

ફિરોજાને મુખે આવાં વખાણ સાંભળવામાં મ્હને ગમ્મત લાગતી હતી. પુષ્કળ વખાણથી મ્હને ખુશી કરી સારી રકમ બક્ષિસ

તરીકે મેળવવાની તેની ચાલાકી સ્પષ્ટ સમજવામાં આવ્યા છતાં હું તેના મધુર કંઠના મોહથી મુગ્ધ બની જઈ બેઠો બેઠો તેનું મ્હોં જોતો હતો. તેના શરીરનો રંગ ગૌર હોવા છતાં તડકા જેવો તેજસ્વી લાગતો હતો. શરીરનો બાંધો ઘાટીલો તેમજ કોમળ હતો, તેની બન્ને તીરછી આંખો વાંકા ધનુષ્ય જેવી હતી, બન્ને રાતા ઓષ્ઠ પાતળા હોઇ વચ્ચે વચ્ચે મૃદુ કંપતા હતા. દાંત તદ્દન સ્વચ્છ તથા હારૂબંધ હતા. બંન્ને હાથ ન્હાના હતા, આંગળીઓ પાતળી પણ લાંબી હતી. એના માથાના વાળ અમાસના અંધકાર જેવા કાળા પણ ચકચકતા હતા. ટૂંકમાં એટલુંજ કહું છું કે, ફિરોજાનો ચહેરો ઘણો ખૂબસુરત હતો. ફિરોજાનું સૌન્દર્ય જાણે કે સાપનું સૌન્દર્ય હતું. રમણીયતામાં જાણે કે ભયંકરતા ભળેલી હતી. એ અલૌકિક સૌંદર્યમાં જાણે કે પશુના જેવી હિંસા મળી ગઇ હતી! એ સૌન્દર્ય જોઇ આશ્ચર્યચકિત બની જવાય? પરંતુ તેને ચાહી તો ન જ શકાય. એ સૌન્દર્યને ભૂલી ન શકાય, પણ તેનું સ્મરણ મનને સ્તંભિત તથા ભયભીત બનાવ્યા સિવાય રહે નહિ. એનાં સુંદર નયનની દૃષ્ટિ લાલસામયી હોવા છતાં ભયંકર હતી; એ દષ્ટિ કામવ્યાકુળ વાઘિણીની દૃષ્ટિ જેવી હતી. એવી દૃષ્ટિ મ્હેં કોઈ રમણીની—કોઇ માણસની જોઇ ન હોતી. કેવળ વડોદરાના કમાટીબાગમાં પુરી રાખવામાં આવેલી વાઘણોની નજર સાથે ફિરોજાની નજર મળતી આવતી હતી. શિકારી બિલાડો-ઓની નજર પણ એવીજ હોવી જોઇએ એમ હું ધારૂં છું!

મારો હાથ જો-ાં જોતાં ફિરોજા પેલી વાંદરાની ખોપરી હાથમાં લઇ એક પ્રકારનો ન સમજી શકાય એવો વિકટ અવાજ કરવા લાગી તથા એ ખોપરી મારા પગ પાસે પછાડવા લાગી. ભયથી વિહ્વળા

બની જઇ આંખો મીંચી દઈ હું સહજ પાછળ ખસી ગયો. એ સાથેજ આખા ઓરડામાં ફિરોઝાનું અટ્ટહાસ્ય ગાજી ઉઠયું. મેં કિંચિત્ સ્વસ્થ થઇ આંખો ઉઘાડી જોયું તો ફિરોઝા ફરતા ભમરડાની માફક આખા ઓરડામા ફરી અપરૂપ છંદથી નાચતાં નાચતાં હસવા લાગી! તેની આવી બાળકના જેવી રમતથી તથા વિના કારણ હું ભય પામેલો હોવાથી મને પણ ઘણું હસવું આવ્યું. ફિરોઝાના હાસ્યનો ધ્વનિ એકાએક ગાનના સુરમાં ફેરવાઇ ગયો. હું હસવું ખાળી મુગ્ધ બની જઇ ફિરોઝાનું ગાન સાંભળવા લાગ્યો. એ ગાનનો આશય નિમ્નલિખિત ગાનને મળતો હતો.

"દિલ લે ગયા હમારા દિલદાર હંસતે હંસતે,
કયા કામ કર ગયા હય વોહ યાર હંસતે હંસતે;
યારો જરા ચલો તુમ લાવ ઉસે મના કર,
વોહ હો ગયા હય હમસે બેઝાર હંસતે હંસતે;
મજલિસમેં આશકોંકે અબરૂમેં તેરે દેખું,
આપસમેં ચલ રહી હય તલવાર હંસતે હંસતે;
યારો ન સેહેલ સમજો તુમ હાલ નાતવાંકા,
અયસાન હો મરે યેહ બીમાર હંસતે હંસતે;
ગર શૌકેદીદ હય તો પોહચેંગે ઉસકે દર તક,
દેખેંગે હમ મુસાફિર દીદાર હંસતે હંસતે"

ફિરોઝા ગાનની છેલ્લી કડી પલટાવીને ગાતી હતી એવામાં એક મ્હોટા અવાજ સાથે એ ઓરડાનાં બારણાં ખુલ્લી ગયાં તથા મ્હારી ઘણી અજાયબી વચ્ચે એક પહેલવાન જેવા કાબુલીએ અત્યંત ક્રોધ દર્શાવતાં ઓરડામાં પ્રવેશ કર્યો. એ કાબુલીએ તેની

પાઘડીનો છેડો ગળામાંથી મોં આગળ આવી રાખેલો હોવાથી તેના મુખ નીચેનો ભાગ જોઇ શકાતો નહોતો. કેવળ સળગતા અંગારા જેવી બે આંખો તથા તલવારની ધાર જેવા નાકનો થોડો ભાગ દેખાતો હતો. એ કાબુલીએ ઓરડામાં આવવાના સાથેજ ફિરોજાને કાંઈ કહ્યું. એ ભાષા હું સમજી શકયો નહિ; છતાં હાવભાવ ઉપરથી બન્ને વચ્ચે કાંઈ ઝઘડાની વાત થઇ હોય એમ મને લાગ્યું. પઠાણનો મિજાજ ઘણો કડક, ભાષા કર્કશ તથા હાવભાવ ખુની જેવા જણાયા. એ માણસે એકાએક આવી ફિરોજાનો ઘણો તિરસ્કાર કર્યો; છતાં ફિરોજા સહજ પણ નવાઇ પામ્યા સિવાય કે ક્રોધ દર્શાવ્યા સિવાય પ્રથમની માફક સ્વચ્છંદ ગતિથી નાચવા કુદવા લાગી. પેલા કાબુલીનું મોં બંધ થયું નહિ. તે ફિરોજાને પુષ્કળ વઢવા લાગ્યો. મારે લીધેજ તે ફિરોજાને વઢતો હતો એ પણ હું સ્પષ્ટ સમજી શકયો. મારૂં હૃદય જોરથી કંપવા લાગ્યું. એ અલમસ્ત તુંદ મિજાજી કાબુલી, હું ફિરોજા જેવી અજાણી સુંદરીનાં ઘરમાં આવેલો હોવાથી શું નું શુંય કરી નાખશે એમ મને લાગ્યું! પુછવામાં આવતાં એ સ્થળે આવવાનું શું કારણ દર્શાવવું તે પણ હું નક્કી કરી શકયો નહિ. આ આફતોથી ભરેલા વિદેશમાં આત્મરક્ષણ કરવાના હથિયાર તરીકે મારી પાસે કેવળ એક લાકડી હતી. હું એ લાકડી પેલા કાબુલીના માથામાં ફટકાવી અંધકારમાં છુમંતર થઇ જવાની તક શોધતો હતો. કાબુલી ફિરોજાને જોરથી ધક્કો મારી દૂર હડસેલી મારી સ્હામો આવી એકાએક અચકી એક ડગલું પાછળ હઠી બોલી ઉઠયો, "ઓહ! સાહેબ! આપ છો કે!"

આ વખતે એની પાઘડીનો છેડો મોં નીચેથી ખસી જવાથી હું

એને ઓળખી શકયો; એ કાબુલી લૂંટારાઓનો સરદાર મીરખાન હતો! મેં એને ફાંસીને લાકડે ચઢતો બચાવ્યો હતો એ માટે હવે મને ઘણો અફસોસ થયો! જો એ ફાંસીને લાકડે ચઢી ચુકયો હોત તો આજે આવા કવખતે આવી રમતનો ભંગ કરત નહિ તથા મારૂં હૃદય ભયથી કંપી ઉઠત નહિ.

મીરખાનના સંભાષણના પ્રત્યુત્તરમાં વિરક્તિ તથા ભયને બનતા પ્રમાણમાં છુપાવી મેં કહ્યું, " દિલાવર દોસ્ત ! આપજ છો કે ! આપે કવખતે આવી ચઢી રંગમાં ભંગ કર્યો છે. આ બેહસ્તની હૂર મારૂં ભાગ્ય જોઈ મારા ઉમદા ભાગ્યનો મને વિશેષ પરિચય કરાવવા તેના મધુર કંઠનું સુંદર ગાન સંભળાવતી હતી."

મીરખાને ઓષ્ઠ ઉપર દાંત દબાવી ફિરોજા તરફ તીક્ષ્ણ બાણ જેવી નજર ફેંકી કહ્યું, " આ વખતે હું એ શયતાનીની રમતનો અંત લાવીશ ! "

હજી સુધી ફિરોજા ફુવ્વારામાંથી ઉડતી જળધારાઓની માફક પોતાના મુખમાંથી કાંઇ બોલ્યા કરતી હતી. તથા ધીમે ધીમે તે વિશેષ ચંચળ તેમજ ઉત્તેજિત બની જતી હતી. તેની આંખોમાં વિજળી ફરકતી હતી, તેનું મ્હોં લાલચોળ બની ગયું હતું, વચ્ચે વચ્ચે લઢવા આવેલા કૂતરાની માફક તે દાંત કચકચાવતી હતી. તથા બન્ને હાથ મુઠીઓ વાળી સ્હામા ધરી હલાવતી હતી. તેના હાવ ભાવ જોતાં તે મીરખાનને કોઇ કામ કરવાનું કહેતી હોય તથા મીરખાન એ કામ કરવા આનાકાની કરતો હોય એમ મને લાગ્યું. ફિરોજા મીરખાન તરફ જોઇ પોતાનું ગળું કાપતી હોય એવો અભિનય કરવા લાગી. એ જોઈ મીરખાનને મારો શિરચ્છેદ

કરવાનું કહે છે એમ હું આહ સમજી શક્યો.

મીરખાને તીવ્ર કર્કશસ્વરે ફિરોજાને કાંઇ કહ્યું. પછી તે મારો હાથ પકડી અને એ મકાનની બ્હાર ખેંચી ગયો. ચુપકીદીથી તે થોડે સુધી મારી સાથે આવ્યો અને પછી એકાએક હાથ છોડી દઈ પાછો ફરી ઝડપથી અંધકારમાં ગૂમ થઈ ગયો.

હું બરાબર ઉલ્લુ બની મારી સરાઇમાં પાછો ફર્યો. ક્રોધ તથા વિરક્તિથી મ્હારો મિજાજ બગડી ગયો હતો. ફિરોજા તથા મીરખાનના ન સમજી શકાય એવા વર્તન ઉપર મને જેટલો ક્રોધ ન હોતો ઉપજ્યો તેથી વિશેષ મારી મૂર્ખતા ઉપર ઉપજ્યો હતો. પછી જ્યારે કપડાં બદલતી વખતે સોનાની સાંકળી સાથે સોનાનું ઘડીઆળ ગૂમ થયેલું જણાયું ત્યારે તો એ ક્રોધ ઘણો વધી ગયો !

અનેક કારણોને લીધે કાબુલની પોલિસ પાસે મેં ચોરી થયાની ફરિયાદ નોંધાવી નહિ. ફરિયાદ નોંધાવવી એ મારી મૂર્ખતાની જાહિરાત કરવા જેવું હતું. જે કાંઇ બન્યું હતું એ ઉપરથી હું સઘળી કાબુલી કોમ ઉપર ખીજાયો હતો. બીજા સાત દિવસ સુધી ત્યાં રહેવું પડેલું હોવા છતાં કંટાળાને લીધે સરાઇ છોડી હું બિલકુલ બહાર નીકળ્યો ન હતો.

ડાક્કાથી હું જમરુદ જઇ પહોંચ્યો એટલે જાણે કે મારા શરીરમાં જીવ આવ્યો. પેશાવર ગયો એટલે મારા મિત્ર રામદાસ તથા બીજા પ્રૉફેસરોએ મારો ઘણો સત્કાર કર્યો. એ સત્કારમાં આનંદનું અતિશય પ્રમાણ જોઈ મને આશ્ચર્ય લાગ્યું. રામદાસે કહ્યું, " વાહ દોસ્ત ! તમને જોઇ હું કેટલો બધો ખુશી થયો છું એ કેવળ ઈશ્વર જાણે છે. ખરું પૂછો તો અમે તુમારી

આશા છોડી દીધી હતી. લૂંટારાઓ તમારી ઘડીઆળ પડાવી લઇ તમને જીવતા રાખે એ અમને અશક્ય લાગતું હતું."

મેં આશ્ચર્ય પામી પૂછ્યું, "મારી ઘડીઆળ ચોરાયાની ખબર તમે કેવી રીતે જાણી શક્યા ?"

રામદાસે હસીને કહ્યું, "તમારા આવતાં તમારી ઘડીઆળ અહીં આવી પહોંચી છે. જે લૂંટારાએ તમારી ઘડીઆળ ચોરી હતી તે હમણાં જેલમાં છે ! એ એવો નિષ્ઠુર લૂંટારો છે કે, એક પૈસા માટે ખૂન કરવામાં પાછો હઠે નહિ. એ લૂંટારા પાસેથી તમારી ઘડીઆળ મળી આવવાથી અમે એમ વિચાર્યું હતું કે, તેણે તમને મારી નાંખી ઘડીઆળ લઇ લીધી હશે. તમને તમારી ઘડીઆળ પાછી મળશે; તમારે એક વખત થાણામાં જઈ ઘડીઆળ તમારી છે એવી ખાત્રી આપવી પડશે."

મેં કહ્યું, "હું એ ઘડીઆળ જતું કરવા ઇચ્છું છું. પરંતુ એ બીચારાની સજામાં વધારો થાય એમ ઇચ્છતો નથી."

ઇસ્લામીઆ કૉલેજના પ્રિન્સિપાલ સાહેબે હસીને કહ્યું, "જેને માટે પ્રાણદંડની સજા નક્કી થયેલી છે તેને એથી વિશેષ સખ્ત બીજી કયી સજા થઇ શકે તેમ છે ? એ બદમાશ એવો ખૂની માણસ છે કે તેના તરફ દયા દર્શાવી શકાય તેમ નથી. મીરખાન બહારવટીઆના માથાનું મૂલ્ય પાંચ હજાર રૂપિઆ છે. એ બહારવટીઓ હોવા ઉપરાંત ખૂની પણ છે. તેણે કેટલાં માણસોનાં ખૂન કર્યાં છે એ ગણી શકાય તેમ નથી. એને ફાંસીની સજા થશે એટલે પૃથ્વી ઉપરથી એક મહાપાપ ઓછું થશે. આપ દૂર દેશથી અહીં પ્રવાસે આવ્યા છો; આપે એક નામજાદા બહારવટીઆને

જોવાની આવી તક છોડી દેવી જોઇએ નહિ."

બીચારો મીરખાન કેદ પકડાયો છે જાણી મારું મન દુઃખિત થયું. મેં તેને મળવાની વાત કબૂલ કરી. બીજે દિવસે હું પ્રિન્સિપાલ સાહેબની સિફારશ લઈ બહારવટીઆ મીરખાનને મળવા ગયો—ખાસ સિફારશ સિવાય કોઈ પણ માણસ મીરખાનને મળી શકતું નહિ.

હું જ્યારે મીરખાનની નજીક ગયો ત્યારે તે ખાણું લઇ ઉઠયો હતો. મેં તેને સલામ કરી થોડી ચીરૂટો ભેટ આપી. મીરખાને પણ ઉદ્વિગ્ન મુખે મને સલામ કરી. મેં આપેલી ચીરૂટોમાંથી ૭ ચીરુટ રાખી બીજી મને પાછી આપતાં કહ્યું, "સાહેબ! હવે આ જીંદગી કેવળ ત્રણ દિવસ ટકવાની હોવાથી ૭ ચીરૂટ મારે માટે પૂરતી છે."

મેં કહ્યું, "પૈસા ખરચીને અગર તો ભલામણ કરીને હું આપના અવશિષ્ટ જીવનની કોઇ હરકત દૂર કરી શકયો હોત તો સુખી થાત."

પ્રથમ તો મીરખાને વિષણ્ણ મ્લાન મુખે હાસ્ય કર્યું. પછી તેણે કહ્યું, "કોઈ મુલ્લાં પાસે મારા આત્માના કલ્યાણ માટે પ્રાર્થના કરાવવાની વ્યવસ્થા કરશો તો હું ઉપકૃત થઇશ."

પછી સહજ બ્હીતાં બ્હીતાં તેણે કહ્યું, "બીજા એક જીવ માટે ખુદાની દુવા મંગાવવાની ગોઠવણ કરશો કે? એ માણસે આપનો અપકાર કરેલો હોવાથી બ્હીતાં બ્હીતાં મારે એની વાત આપને કહેવી પડી છે. એ એક સ્ત્રી જાત છે."

મેં કહ્યું, "હું જરૂર બન્ને જીવની સદ્ગતિ માટે ઈશ્વરની

પ્રાર્થના કરાવીશ છતાં કયી સ્ત્રીએ મારો શો ઉપકાર કર્યો છે એ હું જાણતો નથી."

પરમ પરિતૃપ્તિ સહિત મારો જમણો હાથ પોતાના બન્ને હાથમાં દબાવી રાખી મીરખાને કહ્યું, "આપના મારા ઉપરના આવા મહાન ઉપકારનો બદલો ખુદા આપને અવશ્ય આપશે. આપની દયા જોઈ મારી હિમ્મત ધીમે ધીમે વધતી જાય છે. હું એક બીજી પ્રાર્થના આપને કરું કે ?"

મેં કહ્યું, "સહજ પણ સંકોચ રાખ્યા સિવાય જે કહેવું હોય તે કહો."

મીરખાન કહેવા લાગ્યો, "દેશમાં પાછા જતાં પૂર્વે આપ મારું એક કામ કરશો કે ? આપ તો દેશવિદેશની મુસાફરીએ નીકળ્યા છો; આપ એક નવીન પ્રદેશ જોઇ સ્વદેશ તરફ જઇ શકશો ?"

મેં કહ્યું, "કહો જોઇએ કે, હું કયાં જાઉં ?"

મીરખાને કહ્યું, "ડેરાગાઝીખાં—એ ઘણું ખૂબસૂરત શહેર છે."

"જરુર જઇશ."

મીરખાને ગળામાંથી ચાંદીનો એક મેડલ કાઢી તેને કાગળમાં વીંટી મારા હાથમાં આપી થોડા સમય ચુપકીદી ધારણ કરી ઉછાળા મારતા હૃદયના આવેગને દબાવવાનો તે પ્રયત્ન કરતો હોય એમ મને લાગ્યું. પછી અત્યંત દયાજનક કંઠે તેણે કહ્યું, "ડેરા-ગાઝીખાંના ઇમાનદાર મહોલ્લામાં એક ઘણી પુણ્યશાલી મહિલા

રહે છે. તેનું નામ તથા ઠેકાણું આ કાગળમાં લખેલું છે. આપ આ મૅડલ એને કૃપા કરી પહોંચાડી દેજો. જો તે મારી વાત પૂછે તો કહેજો કે, મારી જીંદગીનો અંત આવ્યો છે; પરંતુ કેવી રીતે મારૂં મૃત્યુ થયું છે એ વાત આપ એને કહેશો નહિ."

મેં તેનું કામ કરવાની હા પાડી પૂછ્યું, "આપ કેવી રીતે કેદ પકડાયા?"

મીરખાને રૂંધાઈ ગયેલા અવાજે કહ્યું, "આજે હું વિશેષ બોલી શકું તેમ નથી. કાલે જો આપ મહેરબાની કરી કદમદારી કરશો તો સઘળી હકીકત હું આપને કહીશ."

મીરખાનના દુઃખે દુઃખિત થઇ તેની હકીકત સાંભળવાની આતુરતા સહિત હું પાછો ફર્યો. રામદાસને બંગલે ગયા પછી માદળીઆને વીટેલો પેલો કાગળ મેં ખોલી જોયો. મીરખાન પંજાબની સરહદને છેડે આવેલી મિલિટરી પોલિસનો સુબેદાર હતો. વઝીરીસ્તાનના યુદ્ધમાં બતાવેલી બહાદુરીના ઇનામમાં તેને આ ચાંદ મળ્યો હતો. એ ચાંદ તેણે પોતાની માતાને પહોંચાડવા માટે મને આપ્યો હતો.



# પ્રકરણ ૧ લું.



"સાહેબ! હું કેવળ ફિરોજાને લીધેજ કેદ પકડાયો છું. ફિરોજાને આપ પણ ઓળખો છો. ફિરોજા માટે હું કેવી રીતે કેદ પકડાયો છું એ સમજાવવા જતાં મારે મારી સઘળી જીવનકથા આપને કહેવી જોઇએ.

હું બલુચી છું. ડેરાગાજીખાં મારૂં જન્મસ્થાન છે. મારૂં નામ મીરમહમદખાન છે. મારા પિતા બલુચી સરદાર હતા તથા મારી માતા પણ સરદારનીજ કન્યા હતી. આમ હોવાથી ખાન ઉપાધિ ઉપર જન્મથીજ મારો અધિકાર છે. ઇંગ્રેજોએ જ્યારે બલુચીસ્તાનનો થોડો ભાગ કબ્જે કર્યો ત્યારે મારા વાલિદે સર્વસ્વ ગૂમાવી માતા સાથે ડેરાગાજીખાંમાં આવી સોદાગરી કરવા માંડી. એ સ્થળેજ મારો જન્મ થયો. મદ્રેસામાં થોડા દિવસ હું ભણવા ગયો હતો; છતાં ભણવા કરતાં શરીરની તાકાત વધારવામાં તથા પહેલવાની કરવામાં મને વિશેષ આનંદ થતો હતો. કાળક્રમે એ આનંદજ મારા વિનાશનું કારણ થઇ પડયો. હું લશ્કરમાં દાખલ થઈ સિપાહી બન્યો. ઘોડેસ્વાર થવાની ચાલાકીને લીધે વિના વિલંબે હું સિપાહીમાંથી સવાર થયો. એ વખતે વઝીરીસ્તાનમાં લડાઈ ચાલુ થવાથી અમારૂં લશ્કર એ તરફ રવાના થયું. એ જંગમાં મરદાનગી તથા દિલાવરી બતાવી હું સુબેદાર બન્યો તથા એ વખતે સરહદ ઉપર વારંવાર તૂફાન થતાં હોવાથી મિલિટરી પોલિસમાં મારી બદલી થઇ.

થોડા દિવસ સુધી કાર્પેટના સરકારી કારખાનાના પહેરેગીરનું કામ મેં કર્યું હતું. બીજા માણસો અવકાશને વખતે પત્તાં અગર ચોપાટ રમતા ત્યારે હું પીત્તળના તાર ગુંથી સાંકળી બનાવતો હતો. પહેરા ઉપરથી છૂટો થયા પછી એક દિવસે હું સાંકળી બનાવતો હતો એવામાં પત્તાં રમવા બેઠેલા માણસો પત્તાં ફેંકી ખડા થઈ જઈ આપસઆપસમાં કહેવા લાગ્યા, "કારખાનાનો ઘંટ વાગ્યો છે. હવે સઘળી સ્ત્રીઓ કારખાનામાં આવશે!"

એ કારખાનામાં બસો–ત્રણસો સ્ત્રીઓ મજુરી કરતી હતી. તેઓ ગાલિચા બનાવવાનું સઘળું કામકાજ કરતી હતી. એ સ્ત્રીઓ જે સ્થળે કામ કરતી હતી ત્યાં કોઈ પણ પુરુષને જવાની રજા નહોતી; કેમકે ગરમીની મોસમમાં એ સ્ત્રીઓ શરીરનાં કપડાં કાઢી નાખી નગ્ન સ્થિતિમાં કામકાજ કરતી હતી. એ સઘળી સ્ત્રીઓ જ્યારે કારખાનામાં આવતી તથા મજુરી કરી કારખાનામાંથી બ્હાર નીકળતી ત્યારે તેમને જોવા માટે દરવાજા આગળ પુરુષોનું મોટું ટોળું હમેશાં એકઠું થઇ જતું હતું. બુઢ્ઢીથી માંડી બાળિકા અર્થાત્ હરેક ઉમ્મરની સ્ત્રીઓ કારખાનામાં કામ કરતી હતી. કોઈ કોઇ યુવતી બુરખામાં મોં છુપાવતી નહિ તથા ઓઢણીમાં માથું સુદ્ધાં ઢાંકતી નહિ. એવી યુવતીઓ હમેશાં શિકારની શોધમાં રહેતી હતી!

જ્યારે પુરુષોનું પ્રચંડ ટોળું મજુર સ્ત્રીઓને કારખાનામાં જતી જોતું હતું ત્યારે હું રસ્તાની બાજુએ એક બેંચ ઉપર બેસી એક ચિત્તે મારૂં કામ કર્યા કરતો હતો. એ વખતે મારી

ઉછળતી ઉમ્મર હતી; માનો ખોળો છોડી વિદેશમાં મારૂં મન હાહાકાર કરતું હતું; તે ઉપરાંત બલુચી સુંદરીજ જગતમાં સર્વશ્રેષ્ઠ હોવાની મારી દૃઢ માન્યતા થયેલી હતી. આ દેશની સુંદરીઓ પુરૂષો જેવી હતી! તેમના નિષ્ઠુર વર્તનથી હું તેમના તરફ ભયભીત નજરથી જોતો હતો. હું સાંકળી ગુંથતો હતો એવામાં કોઇનો સિતાર જેવો કોમળ ધ્વનિ મારા સાંભળવામાં આવ્યો કે, "જો–જો, કેવો શાણો છોકરો છે!"

મેં મો ઉંચું કરી જે તરફથી અવાજ સંભળાયો હતો તે તરફ જોયું. એ દર્શન હું કદાપિ ભૂલી શકયો નથી. એ દિવસે જુમ્માવાર હતો; એ દિવસે મેં ફિરોજાને પ્રથમ જોઇ હતી. થોડા દિવસ પૂર્વે આપે પણ એને જોઇ છે.

ફિરોજાએ અંગ ઉપર પિરોજી રંગનું પહેરણ પહેર્યું હતું, પગથી કમર સુધી પિરોજી રંગનો પાયજામો પહેર્યો હતો તથા પિરોજી રંગનું ઓઢણું માથા ઉપર રાખ્યું હતું. એનું અડધું માથું ખુલ્લું હતું. તેના ઓઢણાના આવરણને ભેદી રેશમની કાળી દોરીથી ગુંથેલી તથા નિતંબ સુધી ઝુલતી તેની વેણી દેખાતી હતી. એ વેણીમાં સુવાસિત ગુલાબ પુષ્પ ગુંથી લીધાં હતાં. તેની દંતપક્તિ દાડિમ કલિકાઓ જેવી મને જણાઈ. બન્ને હાથ કમર ઉપર રાખી ઉગતી જુવાનીની જોશભરી મસ્તીમાં તે મંદગતિથી ચાલતી હતી. એ ચાલમાં કુરંગનો રંગ, મયૂરનું નૃત્ય તથા સમુદ્ર તરંગોના ઉછાળા હતા! ઘણા પુરૂષો એને વાહવાહ આપતા હતા, એની તારીફ કરતા હતા, તથા ફિરોજા પણ કટાક્ષ તથા હાસ્યથી

સહુને મુગ્ધ તથા તુષ્ટ કરી ચાલી જતી હતી.

એનો સ્વર સાંભળી તથા રૂપ જોઈ હું સહજ ચમકેલો હોવા છતાં પ્રથમ એ મને મુગ્ધ કરી શકી નહોતી. ઉલટું એના હાવભાવ તથા ચાલ ચલણથી મારા મનમાં વિરક્તિ ઉપજી હતી. હું માથું નમાવી પાછો મારું કામ કરવા લાગ્યો.

સ્ત્રી જાતિ તથા બિલાડીનો સ્વભાવ સરખો હોય છે;—બોલાવવાથી તેઓ નજીક આવતી નથી; પરંતુ તેમના તરફ બેદરકાર રહેવાથી તેઓ ચોરી કરવા આવે છે. હજારો પુરુષોની વાહવાહથી ફિરોજાનું દિલ આકર્ષાયું નહિ; મેં તેના તરફ બેદરકારી બતાવેલી હોવાથીજ તેનું દિલ મારા તરફ આકર્ષાયું; તેણે મારી સ્હામે આવી એક પગ આગળ તથા બીજો પગ પાછળ રાખી કમરમાંથી મચકાઇ, જમણો હાથ મારા તરફ લંબાવી કહ્યું, "તમે તમારી આ સાંકળી મને ભેટ આપશો કે ?"

એક વખત વિરક્તિથી તેના તરફ જોઇ પુનઃ દષ્ટિ નમાવી મેં કહ્યું, "હું મારી તલ્વાર ભેરવવા માટે આ સાંકળી બનાવું છું."

ફિરોજાએ ખડખડાટ હસી પડી કહ્યું, "ના–ના, ખોટી વાત છે; તમે તમારા ગળાનો હાર ગુંથો છો."

એના આવા વિનોદથી સઘળાં માણસો ઉચ્ચ સ્વરે હસી પડયાં. શર્મ તથા ક્રોધથી હું રાતો પીળો થઇ ગયો; પરંતુ એ સ્ત્રી જાત હોવાથી હું એને કાંઈ કહી શકયો નહિ. ચુપકીદીથી નીચું જોઈ રહી મારો ક્રોધ હું મારા મનમાંજ સમાવવા લાગ્યો.

ફિરોજાએ કહ્યું, "અય દિલફરેબ ! તમે મારે માટે એક

માળા ગુંથી આપશો કે ?"

આમ કહી વેણીમાંનું એક ફુલ બહાર કાઢી ફિરોઝએ મારા કપાળમાં માર્યું; મને એમ લાગ્યું કે, જાણે હું એક બંદુકની ગોળીથી ઘાયલ થયો. એ ફુલ કપાળમાં વાગી મારા ખોળામાં પડયું. એ ફુલ લઇ શું કરવું તથા તેને કયાં છુપાવવું એ સંબંધીનો કાંઇ નિર્ણય હું કરી શકયો નહિ. હું લાકડાના પુતળાની માફક સ્થિર ભાવથી બેસી રહ્યો. ફિરોઝા કારખાનામાં ચાલી ગઇ. બધા માણુસોની નજર તેના તરફ ખેંચાયલી હતી. મેં સહુની નજર બીજી તરફ જોઈ ઝડપથી ખોળામાંનું ફૂલ ઉંચકી લઈ હૃદયની પાસે છુપાવી દીધું-એમ કરવામાં થયેલું અપમાન ઢાંકી દેવાનો મારો હેતુ હતો. એ ફૂલના આઘાતથી મારૂં કપાળ તો ભાંગ્યું હતું; પરંતુ તેને પાછું હૃદય પાસે છુપાવી મેં જાણી જોઈ મારા હૃદયને દુઃખ દેવાની શુરૂઆત કરી.

બે ત્રણ કલાક વીતી જવા છતાં અપમાનની જવાળા શાન્ત થઇ નહોતી; મારૂં સમસ્ત મન તન્મય થઇ ગયું હતું. એવામાં કારખાનાના એક ચોકીદારે હાંફતાં હાંફતાં વ્યાકુળ ભાવથી થાણામાં આવી એવી ખબર આપી કે, કારખાનામાં એક સ્ત્રીનું ખૂન થયું છે; ખૂનીને કોઈ ગિરફતાર કરી શકતું નથી. પોલિસની તાત્કાળિક મદદની જરૂર છે. બે સિપાહીને સાથે લઈ કારખાનામાં જઈ પૂરતી તપાસ અને જરૂરી બંદોબસ્ત કરવાનો મારા ઉપરી સાહેબે મને હુકમ કર્યો. હું બે સિપાહીઓ સાથે લઈ કારખાનામાં ગયો. ત્યાં જતાં ભયંકર કોલાહલથી મારા કાન બહેર મારી ગયા. બસો

ત્રણુસો સ્ત્રીઓ એકઠી થઈ જઈ વ્યાકુળ ભાવથી બૂમો પાડતી હતી, કેટલીક સ્ત્રીઓ રડતી હતી, વિવિધ પ્રકારના અંગવિક્ષેપ કરતી હતી, દોડાદોડ કરતી હતી. એ સ્ત્રીઓના ટોળાને ભેદી આગળ જવાનું કામ કઠિન હતું. વળી એ વખતે ચુપ રહેવાનો ઉપદેશ આપવો વૃથા હતો—એ સ્થળે વજ્રપાત થયો હોત તો પણુ કદાચ કોઈ સાંભળી શકત નહિ; અવિરામ કોલાહલમાં ભીષણુ વજ્રધ્વનિ પણુ ડુબી જાત. મહા મુસીબતે ભીડમાંથી આગળ જઈ જેયું તો એક સ્ત્રી લોહીલુહાણુ હાલતમાં જમીન ઉપર આળોટતી હતી તથા એ ઘાયલ સ્ત્રીની સ્હામે વિકરાળ સિંહણુ જેવું રૂપ ધારણુ કરી દૃઢ ભાવથી ફિરોજા ઉભી રહી હતી. પાંચ છ સ્ત્રીઓએ ફિરોજાને બન્ને બાજુએથી પકડી રાખી હતી. ઘાયલ થયેલી સ્ત્રી દુઃખ તથા ભયથી કારમી ચીસો પાડતી હતી, ગાળો દેતી હતી. તથા જમીન ઉપર ગોથાં ખાતી હતી. તેનું મૃત્યુ નજીક જોઈ એક મુલ્લાં તેના આત્માના કલ્યાણુ માટે ખુદાની બંદગી કરતા હતા. ફિરોજા ઓષ્ઠ સાથે દાંત પીસી, ભવાં ચઢાવી, આંખોમાંથી અંગારા વર્ષાવી સહુના તરફ જોઇ રહી હતી.

મેં પુછ્યું, “ શું થયું છે ? ”

ત્રણુસો સ્ત્રીઓએ એક સાથે જે ઉત્તર આપ્યો, તેનો સારાંશ એવો હતો કે, ઘાયલ થયેલી સ્ત્રીએ પોતે એકઠી કરેલી રકમનો ગર્વ દર્શાવી એમ કહ્યું હતું કે, પોતાની પાસે જમા થયેલી રકમમાંથી તે એક ઉમદા ઘોડો ખરીદી શકે તેમ છે. એ કથનના ઉત્તરમાં વાચાળ ફિરોજાએ કહ્યું હતું, “ બસ, બહુ થયું. ત્હારામાં

એક નજીવો દાંતીઓ ખરીદવાની શક્તિ નથી; છતાં થોડા ખરીદવાની ડંફાસ શું જોઈને મારે છે?" પેલી ઘાયલ થયેલી સ્ત્રીએ થોડા દિવસ પૂર્વે ગાલિચો ગુંથવાનો એક દાંતીઓ ચોર્યો હતો; તેથી ફિરોજાના કટાક્ષથી ઉત્તેજિત બની જઇ તેણે કહ્યું, "દાંતીઆ સંબંધી હું કાંઇ જાણતી નથી. હું ત્હારા જેવી કુલટા અગર તો શયતાનની છોકરી નથી." પોતાના બાપના નામની ગાળ સાંભળી ફિરોજાને ઘણો ક્રોધ ઉપજ્યો. તે સિંહણની માફક ગર્જના કરી બોલી ઉઠી, 'મારા બાપનું શયતાન કહી અપમાન કરનારની હું હમણાંજ બરાબર ખબર લઇ નાખું છું.' આમ કહી કમરપટ્ટામાં ખોસી રાખેલો છરો બ્હાર ખેંચી કાઢી તેણે પેલી સ્ત્રીના ગાલને છેદી નાખ્યો. ફિરોજાનો ગુન્હો ખુલ્લો હતો. તે પોતાના અપરાધનો અસ્વીકાર કરી શકી નહિ.

ફિરોજાના ખભા ઉપર હાથ રાખી નમ્ર સ્વરે મેં કહ્યું, "સુંદરિ! તારે મારી સાથે આવવું પડશે."

ફિરોજાએ ચંચળ દૃષ્ટિથી મારા તરફ જોઇ કહ્યું, "દિલચસ્પ દિલદાર! તમે મને નિમંત્રણ આપવા આવ્યા છો?! ચાલો, હું ઘણી ખુશીથી તમારી સાથે આવવા તૈયાર છું. મારું ઓઢણું ક્યાં જતું રહ્યું?"

ઓઢણું શોધી કાઢી તેણે એવી રીતે ઘુમટો નાખ્યો કે કેવળ તેની બે જાદુભરી આંખો સિવાય સઘળું મ્હોં ઢંકાઇ ગયું. પછી તે મારી તથા બીજા સિપાહીઓની દેખરેખ વચ્ચે તદ્દન સરળ સ્વભાવના પાળવામાં આવેલા પ્રાણીની માફક ચાલવા લાગી.

## પ્રકરણ ૨ જું.

અમે થાણામાં જઈ પહોંચ્યા એટલે ફોજદાર સાહેબે સઘળી હકીકત સાંભળી લઈ ફિરોજાને ૭ મહિના સુધી કેદમાં રાખવાનો હુકમ કર્યો. મિલિટરી પોલિસનો ઇન્સાફ આવી રીતે ક્ષણુ માત્રમાંજ થઈ ગયો. પાછો ફિરોજાને કેદખાનામાં લઈ જવાનો ભાર મારા ઉપર આવી પડ્યો. બે સિપાઈ વચ્ચે તેને રાખી હું પાછળ પાછળ ચાલવા લાગ્યો.

થાણા તથા કેદખાના વચ્ચે ત્રણું અંતર હતું. અમે ચાર જણાં ચુપકીદીથી રસ્તો કાપતાં હતાં. અમે જ્યારે જિલેબી (જલેબી) ગલીમાં જઈ પહોંચ્યાં ત્યારે ફિરોજાએ પોતની બદમાશી શુરૂ કરી. આડાંઅવળાં ઘણાં ચક્કર ખાધા પછી એ ગલી પસાર કરી શકાય તેમ હોવાથીજ તેનું નામ જલેબી ગલી પડ્યું છે. ફિરોજાએ ઘુમટો કાઢી નાખી પોતાનું સુંદર મોં મારા તરફ ફેરવી મૃદુ મધુર સ્વરે કહ્યું, "દિલદાર યાર! મને તમે ક્યાં લઈ જાઓ છો?"

ફિરોજાનું રૂપ જોઈ હું અંજાઈ ગયો હતો. મેં ઘણુજ નમ્ર સ્વરે કહ્યું, "સુંદરિ! હું તને કેદખાનામાં લઈ જાઉં છું."

ફિરોજાએ કહ્યું, "દર્શન થતાંની સાથેજ તમે મને કેદ કરી લીધી છે! મને કેદ કરી તમે તમારી દેખરેખમાં રાખો. બીજા કોઈની દેખરેખમાં રહેવાની મારી મરજી નથી. તમે ખુબસુરત

નવજવાન છો. કદરદાન દોસ્ત! મારા ઉપર મેહેરબાની કરી મને નાશી જવા દો. હું તમને એવો એક જાદુઇ મંત્ર શીખવાડી દઇશ કે જેથી તમે હરેક હસીના સુંદરીના જીગરમાં ઘર કરી બેસશો. જે રમણીની તમે ઇચ્છા કરશો તે તમારા પ્રેમમાં દિવાની બની જશે."

હું મનમાંને મનમાં ઘણો ખુશી થયો. છતાં બની શકે એટલી ગંભીરતા ધારણ કરી મેં કહ્યું, "આ જેમ ફાવે તેમ બકવાનો વખત નથી. તારે કેદખાનામાં આવવું પડશે. તને ત્યાં પહોંચાડવાનો હુકમ મને મળેલો છે. કોઇ પણ પ્રકારે મારાથી એ હુકમ તોડી શકાય તેમ નથી."

અત્યાર સુધી અમે પુશ્તુ ભાષામાં વાત કરતાં હતાં. પુશ્તુ ભાષામાં હું વિશેષ પ્રવીણ નહોતો. મારી વાતચિતના ઉચ્ચાર ઉપરથી હું વિદેશી છું એમ સમજી જઈ ફિરોજાએ વિશુધ્ધ બલુચી ભાષામાં કહ્યું, "હે દોસ્ત! આપણે બન્ને એકજ દેશનાં વતની છીએ. તમે બલુચી છો; હું પણ બલુચી છું."

હું સ્વદેશની વાત તથા વાણિ સાંભળી મુગ્ધ બની ગયો. મારી સ્થિતિ સમજી જઈ ઉત્સાહિત બની ફિરોજા કહેવા લાગી, "દેશમાં મારી મા હયાત છે; કર્મ સંયોગે હું આ દેશમાં આવી ચઢી છું. થોડી રકમ એકઠી કર્યા પછી સ્વદેશમાં જવાના સંકલ્પથી કારખાનામાં હું કામકાજ કરતી હતી; છતાં એકાએક આ આફત આવી પડી. દોસ્ત! તમેજ વિચાર કરી જુઓ કે, કોઈ વિદેશી સઘળાં બલુચી નરનારીઓને શયતાન કહે એ આપણાથી

સહન કરી શકાય કે ? પેલી ઓરતે મારા પિતાનું તથા સઘળા બાનુઓનું શયતાન કહી અપમાન કરેલું હોવાથીજ મારે તેને મારી શક્તિ બતાવવી પડી.

સંદેહ ! ફિરોજા જુઠું બોલી હતી; તે હમેશાં જુઠું બોલતી હતી; આખી જીંદગીમાં તે કોઈ વખતે સાચું બોલી હશે; કે કેમ એ સંદેહયુક્ત પ્રશ્ન છે. છતાં તે એવી મધુરતાથી જુઠું બોલતી હતી કે તેની વાત ઉપર અવિશ્વાસ આવતો નહોતો. હું હમેશાં તેની વાતો ઉપર વિશ્વાસ મુકી છેતરાવા તથા ઠગાવા છતાં વારંવાર તેની વાત સાચી માનવાની ગંભીર ભૂલ કરતો હતો. મારા કરતાં તેના મનનું બળ વધારે હોવું જોઇએ. મુખના ઉચ્ચારથી તથા આંખના ઇશારાથી વાત કરી ફિરોજાએ મને મંત્ર મુગ્ધ બનાવી દીધો. હું ભાનસાન ભૂલી ગંધેડો બન્યો. બીજી કોઇ દિશા તરફ મારૂં ધ્યાન નહોતું;—તન્મય બની જઈ હું કેવળ તેના વાકયામૃતનું પાન કરતો હતો. મન તથા પ્રાણથી–સઘળી ઇંદ્રિયથી હું તેની વાત તથા રૂપનો ઉપભોગ કરતો હતો. વારંવાર મારા સ્વદેશની પ્રશંસા કરી તે મારા મનને ગર્વિત બનાવી દેતી હતી તથા સાથે સાથે એમ પણ કહેતી હતી કે, આફ્રિદી લોક મારા સ્વદેશવાસીઓનો, નામર્દ કહી ઉપહાસ કરે છે. જે બે આફ્રિદી સિપાહીઓ મારી સાથે હતા તેમના ઉપર મને ઘણો કંટાળો છૂટયો. એ વખતે જો તેઓ કાંઇ બોલના હોત તો ફિરોજાની માફક મેં પણ તેમને કટારની ધારનો સ્વાદ ચખાડી દીધો હોત. મારૂં મન એ વખતે પણ ઉત્તેજિત બની ગયું હતું.

ફિરોઝાની વાતના નશાથી જાણે કે મારૂં મન મદમસ્ત બની ગયું હતું. હું નશાબાજની માફક મરજીમાં આવે તે બકવા લાગ્યો, તથા કર્મયોગે ગમે એવી મૂર્ખતા કરવા તૈયાર થયો.

એકાએક ફિરોઝાએ મને કહ્યું, "હે સ્વદેશબંધુ ! જો હું તમને એકાએક ધક્કો મારૂં અને તમે નીચે પડી જાઓ તો આ બે આફ્રિદી ગધ્ધાઓની વચ્ચેથી હું સહેલાઈથી નાશી છુટું."

હું મારી ફરજ ભૂલી ગયો. મેં કહ્યું, "મનમોહિની માશુક! તું પ્રયત્ન કરી જો. તું નાશી છુટી છુટકારો મેળવે એમાં હું રાજી છું."

એ વખતે અમે એક વાંકુવાળી ગલીમાંથી પસાર થતાં હતાં. ફિરોઝાએ એકાએક પાછળ ફરી બન્ને હાથથી જોરથી મારી છાતીમાં ધક્કો માર્યો. હું જાણી જોઈ જમીન ઉપર ચત્તોપાટ થઇ પડયો. મારા મુખ તરફ જોઇ વિલોલ કટાક્ષ ફેંકી ક્ષણ માત્રમાંજ ફિરોઝા નજીક આવેલી બીજી એક ગલીમાં દોડી ગઈ. શિકારીના પંઝામાં સપડાયલી હરિણી લાગ મળતાં જેવી ચંચળતાથી નાશી છુટે તેથી પણ વિશેષ ચંચળતાથી ફિરોઝા નાશી છુટી.

તરત ઉઠી ઉભો થઈ હું તેની પાછળ દોડયો, પરંતુ દોડતાં મેં મારા હાથમાંનો ભાલો એ ગલીના મોં આગળ આવેલાં બે મકાનની દિવાલ વચ્ચે જાણી જોઈ અટકાવી દીધો. એમ કરવામાં પેલા બન્ને સિપાહીઓ ઝડપથી ગલીમાં પ્રવેશ કરી ફિરોઝાને પકડી ન શકે એ મારો હેતુ હતો. ભાલો અનાયાસે બન્ને દિવાલ

વચ્ચે ભરાઈ ગયો હોય એવો ભાવ દર્શાવી થોડા વખત પછી તે પાછો ખેંચી લઈ હું ફિરોઝની પાછળ દોડવા લાગ્યો. એ વખતે પણ હું આગળ હતો તથા પેલા બન્ને સિપાહીઓ મારી પાછળ દોડતા હતા. જરૂર પડયે ફરીથી તેમનો રસ્તો રોકવાનો મેં વિચાર કરી રાખ્યો હતો. પાંચશેર વજનના હૉલબૂટ પહેરી, દોડી દોડીને ફિરોજાને પકડવાનું કામ અમારે માટે અશક્ય હતું. જોતજોતાંમાં ફિરોજા કયાં ગુમ થઇ ગઈ એ અમે જાણી શકયા નહિ. વળી એ વખતે કારખાનું બંધ થયેલું હોવાથી ઘણી સ્ત્રીઓ જૂદાં જૂદાં ટોળાં બાંધી ઘર તરફ જતી હતી. એ ગિર્દીમાં ફિરોજા કયાં અદશ્ય થઇ ગઇ એ અમે સમજી શકયા નહિ. કેટલીક સ્ત્રીઓએ અમને ઊંધો માર્ગ બતાવી એક સામાન્ય સ્ત્રી જાતને પકડી શકવાની શકિત પણ અમારામાં નથી એમ કહી અમારો ઉપહાસ કર્યો. વિના કારણ ભટકવું છોડી કેદખાનાની રસીદ લીધા સિવાય અમે ખાલી હાથે થાણામાં પાછા ફર્યા.

"સજામાંથી બચી જવા માટે મારી સાથેના બન્ને સિપાહીઓએ, મેં ફિરોજા સાથે બલુચી ભાષામાં વાત કરી હતી એમ ઉપરી અધિકારીને કહી દીધું. વળી ફિરોજા જેવી એક કોમળાંગી નવયુવતીના ધકકાથી મારા જેવો પહાડી પહેલવાન પડી જાય એ વાત ઉપર ન્યાયાધીશ વિશ્વાસ મૂકી શકયા નહિ. મ્હારા વિરૂધ્ધનો સંદેહ,–સંદેહ નહિ પણ પૂરાવો મજબૂત થઇ પડયો. સુબેદારના હોદા ઉપરથી મને પાછો સામાન્ય સિપાહી બનાવવામાં આવ્યો તથા કેદીને છટકી જવા દેવાના ગુન્હા બદલ મને એક મહિનાની

કેદની સજા થઇ. લશ્કરની નોકરીમાં જોડાયા પછી એ મને પહેલીજ વખતે સજા થઇ હતી. હું થોડાજ વખતમાં સુબેદાર અગર મેજર થઇશ એવી મારા મનમાં જે આશા હતી તે સજા થયા પછી નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઇ.



# પ્રકરણ ૩ જું.



જેલની અંદર મારા દિવસ ઘણી ચિંતા તથા શોકમાં પસાર થવા લાગ્યા. મારા હાથ નીચે નોકરી કરતા માણસો હવે મારા ઉપર સત્તા ચલાવશે એવા વિચારથી મને ઘણો અફસોસ થવા લાગ્યો. મારા ચરિત્રમાં કલંકની જે કાળી છાપ લાગી હતી તેને ભુંસી નાખી ઉપરી અધિકારીઓની ફરીથી મેહેરબાની મેળ-વવા માટે મારે ઘણો પરિશ્રમ કરવો પડે તેમ હતો. અગાઉના કરતાં દશગણો પરિશ્રમ અને હોશિયારી બતાવવા છતાં ઉપરી અધિકારીઓનો હું ફરીથી વિશ્વાસ મેળવી શકીશ કે કેમ એ માટે મારા મનમાં સંદેહ હતો. આટલા દિવસ સુધી મેં જે સાધુતા તથા નિષ્ઠા સહિત મારી ફરજ બજાવી હતી તે સઘળી મારી એક દિવસની મૂર્ખતાથી બરબાદ થઇ ગઈ. મેં જાણી જોઈ આવી રીતે મારા સર્વસ્વનો નાશ કર્યો અને તે સાથે સજા પણ મેળવી. મેં શા માટે જાણી જોઇ આટલું બધું નુકસાન વેઠયું? શા માટે હું એક તુચ્છ રમણીના વાક્યામૃતનું પાન કરી સાન ભાન ભૂલી ગયો? વળી હમણાં એ રમણી કયાં હતી તથા ભવિષ્યમાં તેની મુલાકાત થશે કે કેમ એ ચોકકસ નહોતું. એક રમણીના રૂપના મોહથી અંધ બની આવી રીતે બીજું કોઇ પોતાના સર્વસ્વનો નાશ જાણી જોઈ કરે ખરૂં કે?

ફિરોજાને લીધે મારી અધોગતિ તથા દુર્દશા થયેલી હોવા-થીજ ફિરોજા મારી ચિંતાનો વિષય થઇ પડી. રાત દિવસ હું

એ જાદુગરીનાજ વિચાર કરવા લાગ્યો. તેના ન્હાના ન્હાના બન્ને પગ મારી આગળ જાણે કે નિરંતર નૃત્ય કરવા લાગ્યા. કેદખાનાની કોટડીમાં બેસી મોટા લોખંડી સળીઆવાળી જાળીમાંથી સતૃષ્ણ દૃષ્ટિથી હું દુનિયા તરફ જોઇ રહેતો હતો, અનેક રમણીઓની રમણીય હિલચાલનું દર્શન કરતો હતો; પરંતુ એમાંની એકેય રમણી મને એ જાદુગરી ફિરોજાના જેવી લાગતી નહોતી. ધરણી જાણે કે તેને ધારણ કરીને વસુમતી થઈ હોઈ—વસુંધરા થઇ હોય એમ મને લાગતું હતું! પ્રથમ વિનોદ પ્રસંગે જે પુષ્પ તેણે મારા તરફ ફેંક્યું હતું તે હું વારંવાર હૃદય સાથે ચાંપતો હતો. એ પુષ્પ સુકાઈ જવા આવ્યું હતું, તેનો રંગ મલિન થઇ ગયો હતો; છતાં તેની પાછળ સ્મૃતિ ઘેરાઇ રહી હતી. કોઇ પણ રીતે હું પુષ્પની માયા છોડી શકતો નહોતો. મેં એમ સાંભળ્યું છે કે, દુનિયામાં ડાકણનું અસ્તિત્વ છે. એ વાત જો ખરી હોય તો ફિરોજા ડાકણોની સરદાર છે!

મારા પ્રથમના વ્યવહારનો તથા જેલમાં આવ્યા પછીના આચરણનો પરિચય મેળવી જેલર સાહેબ મારા તરફ લાગણીની નજર રાખતા હતા. એક દિવસે તેમણે મારી કોટડીમાં આવી એક પાંઉ રોટી બતાવી કહ્યું, "જુઓ મીરખાન! તમારે માટે તમારી સ્ત્રીએ આ ભેટ મોકલી છે!"

ખરી રીતે જોવા જતાં મારે સ્ત્રીજ નહોતી. કદાચ બીજા કોઇ કેદીની સ્ત્રીએ પોતાના ધણી માટે એ ભેટ મોકલી હશે; છતાં ભૂલ સુધારવી મને ઠીક લાગી નહિ. એ તાજી પાંઉ રોટી

જોઇ મારા મોંમાંથી પાણી છુટવા માંડ્યું હતું. જેલર સાહેબને ધન્યવાદ આપી એ રોટી મેં સ્વીકારી લીધી.

મારાથી અજાણી સ્ત્રીના પ્રેમોપહારરૂપ એ રોટી ખાવાની શુરુઆત કરતાં મને ઘણું હસવું આવ્યું. મેં રોટી મોંમાં ઘાલી દાંત બેસાડયા એટલે દાંત સાથે કોઈ કઠિન વસ્તુનો સ્પર્શ થયો. રોટી બ્હાર કાઢી તેને ભાંગી જોઇ તો તેમાંથી એક ન્હાની વિલાયતી કાનસ તથા એક સોનામ્હોર નીકળી. હવેજ મારી એ સ્ત્રી કોણ હતી એ હું સમજી શકયો. એ રોટી મારે માટેજ મોકલવામાં આવી હતી એ સંબંધી મારા મનમાં સહજ પણ સંદેહ રહ્યો નહિ. એ ભેટ જાદુગરી ફિરોજાએ મોકલી હતી એવી મારી ખાત્રી થઇ ગઇ. રોટી શેકતાં પહેલાં કાચા મેંદામાં તેણે કાનસ તથા સોનામહોર છુપાવી હું કેદખાનામાંથી છુટો થઈ શકું એવી ગોઠવણ કરી હતી! એને છુટી કરી હું કેદી થયો હતો એ એનાથી સહન થઇ શકતું નહોતું. ફિરોજા સ્વચ્છંદી સુંદરી હતી; દુનિયામાં તેને કોઇપણ પ્રકારનું બંધન નહોતું, આખી દુનિયા એના ઘર સ્વરૂપ હતી તથા આસમાની આકાશ એ ઘરનું છાપરૂં હતું. એક દિવસની કેદમાંથી મુકિત મેળવવા માટે ફિરોજા આખા શહેરમાં આગ લગાડતાં પાછી પ્હાની કરે તેમ નહોતી. એ ચતુર રમણીએ તેથીજ જેલર સાહેબને ઠગી મને છુટકારો મેળવવાનાં સાધન મોકલી આપ્યાં હતાં. મને મળેલી વિલાયતી કાનસથી જાળીના લોખંડના સળીઆ કલાકેક સુધી પરિશ્રમ કરતાં કપાઈ જવાનો સંપૂર્ણ સંભવ હતો. ન્હાનપણમાં હું પહાડ પર્વતો ઉપર ભટકયો

હતો, વૃક્ષની ડાળ પકડી ઊંડી ખાઈઓમાં ઉતર્યો હતો તેથી મારે માટે એ જાળીમાંથી બહાર નીકળી બીજી બાજૂએ કૂદી પડવાનું કાર્ય કઠિન નહોતું. વળી જેલમાંથી નાશી છુટયા પછી પેલી સોનામહોરની મદદથી કેદીનો પોષાક બદલી સરહદ ઓળંગી સ્વાધીન થવાનું કાર્ય પણ મારે માટે ઘણું સહેલું હતું. આમ છતાં કેદખાનામાંથી નાશી છુટવાની મારી ઇચ્છાજ નહોતી. જાણી જોઇ મેં મારી ફરજ બજાવી નહોતી તેથીજ મને સજા થઇ હતી. એ સજા ન્યાયની નજરે જોતા જતાં મારે ભોગવવીજ જોઇએ. કેવળ ફિરોજાને માટે મેં મારા સૈનિક તરીકેના કર્તવ્યનો ભંગ કર્યો હતો. હવે ફરીથી હું મારે પોતાને માટે એ કર્તવ્યનો ભંગ કરૂં એ મને ગંભીર અપરાધ કરવા જેવું લાગ્યું; છતાં ફિરોજાની મારા તરફની આવી મમતા જોઈ હું મુગ્ધ બની ગયો; તેણે મારી સ્ત્રી તરીકે પોતાની ઓળખાણ આપી હતી તેથી હું મારા કારાગૃહવાસની સાર્થકતા થયેલી સમજવા લાગ્યો. કેદખાનામાં પૂરાતાં જ્યારે બહારની દુનિયા સાથેનો સઘળો સંબંધ છિન્ન થાય છે ત્યારે બહાર પોતાનું એક આત્મીય સ્વજન પોતાને યાદ કરી આંસુ સારે છે, એવો વિચાર આવવાથી પણ કેદીને અપૂર્વ આનંદ થાય છે.

કલ્પનાથી જે વાત વિચારવાથી પણ સુખનો અનુભવ થાય છે તેનો વાસ્તવિક પરિચય પ્રાપ્ત થતાં મારા આનંદનો પાર રહ્યો નહિ; આમ છતાં ફિરોજાએ સોનામહોર મોકલાવેલી હોવાથી હું મારા આત્મસંમાન ઉપર આઘાત થયેલો સમજવા લાગ્યો.

શું એક સોનામહોરની લાંચ લેવાના લોભથી મેં તેને છૂટી કરી હતી! તે શું પોતાના છુટકારાની કિમ્મત આપી દઇ મારા ઉપકારમાંથી છટકી જવા ઇચ્છતી હતી? આવો વિચાર આવતાં એ સોનામહોર તેને પાછી મોકલવા હું વ્યાકુળ બની ગયો, પરંતુ મારા લેણદારનો પત્તો હું કેવી રીતે મેળવી શકું! ફિરોજાનું દેવું ચુકવવાનું કામ કાંઇ સહેલું નહોતું. ફિરોજાનું દેવું ઘણી સાવધાનતાથી મેં છુપાવી રાખ્યું. કેવળ પેલી કાનસ મેં જેલર સાહેબને આપી દીધી, અને તેને પરિણામે મારી કેદ માફ થઇ. લુચ્ચાઇથી નાશી નહિ જતાં મેં જે સાધુતાનો પરિચય કરાવ્યો તેના પુરષ્કાર તરીકે મને છુટો કરવામાં આવ્યો.

સજા ભોગવવાથી મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઇ ગયું એમ હું સમજવા લાગ્યો; પરંતુ ભયંકર અપમાન મારા છુટકારાની રાહ જોવા કરતું હતું! એક વખત અન્યાય કરવામાં આવતાં તેના પરિણામનો સત્વર અંત આવતો નથી. છુટો થયા પછી પાછો જ્યારે કામકાજમાં જોડાયો ત્યારે હું ઓફિસર નહિ પણ તુચ્છ સિપાહી હતો—સહુનો તાબેદાર હતો. એ અપમાનનું દુઃખ અનુભવી સિવાય બીજું કોઇ સમજી શકે એવો સંભવ નથી. ખભા ઉપર બંદુક મૂકી હું જ્યારે પહેરો ભરવા જતો હતો ત્યારે દુનિયાનાં સઘળાં માણસોની આંખો બંદુકની ગોળી માફક મનેજ વીંધી નાખતી હોય એમ લાગતું હતું. એ કરતાં કોર્ટ માર્શલ કરી જો મને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો હોત તો એ દુઃખ હું ઘણી ખુશીથી સહન કરી શકત!

અમારા કર્નલ સાહેબને બંગલે પહેરો ભરવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. કર્નલ સાહેબ શોકીન જવાન હતા. તેઓ રાત દિવસ વિલાસના સાગરમાં ડુબી રહેતા હતા. સુરા અને સુંદરી એ તેમના માનવજીવનની અત્યંત પ્રિય સામગ્રી હતી. તેમનો પગાર પણ ઘણો મોટો હતો. તેમને બંગલે રોજ મેહફિલ જામતી હતી. અસંખ્ય યુવક યુવતીઓ રોજ મહેફિલમાં એકઠાં થઇ બે ઘડી મોજ ઉડાવતાં હતાં. આમ હોવા છતાં એ સઘળાં માણુસો મારા તરફ જોઈ મશ્કરીથી હસતાં હોય એમ મને લાગતું હતું. એક દિવસે હું પહેરા ઉપર હાજર હતો એવામાં કર્નલ સહેબની ગાડી બંગલાના પ્રવેશદ્વાર નજીક આવી ઉભી રહી. એ ગાડીમાંથી કોણ નીચે ઉતર્યું ફિરોજા-એણે બાદશાહ જાદીના જેવો વેશ ધારણ કર્યો હતો. જરીથી ભરેલી સાટીનના-પોષાકની જ્યોતિમાં ફિરોજાના અંગની જ્યોતિ ભળી ગઈ હતી. એ પોષાક ફિરોજા રંગનું હતું. મોજડીઓ ફિરોજાની રંગની હતી. ઍઢણું પણ ફિરોજા રંગનું હતું કાન, નાક, પગ વગેરે સઘળા શારીરિક અવયવો સુવર્ણના અલંકારોથી શોભતા હતા. તેની દશે આંગળીઓ ઉપર દશ રત્નજડિત મુદ્રિકાઓ હતી. ફિરોજાએ સુવર્ણા-લંકારો ઉપરાંત પુષ્પાલંકારો પણ ધારણ કર્યા હતા. તેના હાથમાં એક ખંજરી હતી. તેની સાથે બીજી બે સ્ત્રીઓ હતી; તેઓમાંની એક બુઢ્ઢી અને બીજી જવાન હતી. જ્યારે આજના જેવો નાચ ગાનનો મુજરો થતો ત્યારે એક બુઢ્ઢી, નવજવાન સુંદરીઓની સંભાળ રાખવા તેમની સાથે રહેતી હતી. એ સ્ત્રીઓની પાછળ

સારંગી બજાવનાર અને તબલચી પણ હતા.

ફિરોજા ગાડીમાંથી ઉતરતાંની સાથેજ મને ઓળખી શકી, તથા અમારો બન્નેનો દૃષ્ટિ વિનિમય થઇ ગયો. એ વખતે કોણ જાણે કે શાથી મને એમ લાગી આવ્યું કે, જમીનની અંદર સો હાથ ઊંડી મારી કબ્ર થઈ હોત તો સારૂં.

મારી વ્યાકુળતા સમજી જઇ ફિરોજાએ કહ્યું, "હે બંધુ! તમને શું થયું છે? તમે અનાડી સિપાહીની માફક પહેરો કેમ ભરો છો?"

હું શો ઉત્તર આપવો તે નક્કી કરૂં એ પૂર્વેજ ફિરોજા બંગલાની અંદર ચાલી ગઈ.

સાહેબના ઘણા દોસ્ત બિરાદરો અને મેહમાનો મહેફિલમાં હાજરી આપવા જમા થયા હતા. યથા સમયે ફિરોજાના નાચનો આરંભ થયો. હું બ્હાર દરવાજા આગળ ઉભેલો હોવા છતાં ડોકીઆં કરી એ નાચ જોઈ શકતો હતો. જો કે મજલિસમાં ઘણા માણુસો ભેગા થયા હતા; છતાં તેમને બધાને ભેદી મારી દૃષ્ટિ ફિરોજાને આબાદ જોઈ શકતી હતી. હું એની ખંજરીનો ઝંકાર સ્પષ્ટતાથી સાંભળી શકતો હતો.

વચ્ચે વચ્ચે હું ફિરોજાના ઓઢણા અને ઘાઘરાને ઉડતો જોતો હતો. મેહફિલમાં જમા થયેલા માણુસો ફિરોજાના નૃત્ય ગીતની ઉચ્ચ કંઠે તારીફ કરતા હતા; એ તારીફમાં અશ્લીલ રસિકતાનો પણ સમાવેશ થતો હતો. એ બધો પ્રકાર જોઇ મારા શરીરનું સઘળું લોહી માથામાં ચઢી જતું હતું. બંદુકની ગોળીઓ

છોડી એ સઘળા શયતાનોને જહન્નમમાં મોકલી દેવાનો વિચાર મને થઈ આવતો હતો. એ માણસોની રસિકતાના ઉત્તરમાં ફિરોજા શું કહેતી હતી તે હું સાંભળી શકતો નહિ હોવાથીજ હુમલો કરવાના આવેગને હું દબાવી શકતો હતો. જો ફિરોજાને પણ તેમની સાથે રસિકતા કરતી મેં સાંભળી હોત તો હું કોઈ પણ પ્રકારે સ્થિર રહી શકત નહિ. આજે આ હિંસાની તાડનાથી ખુનના ખ્યાલને મારે ચાર પાંચ વખત દબાવી દેવો પડયો. એ શયતાની ફિરોજાને હું પ્રાણ પાથરી ચાહવા લાગ્યો હતો એ વાત આજેજ હું જાણી શક્યો. પોતાની માશુક ઉપર બીજાને પ્રેમ કરતો જોઇ ખુનામરકી કરવાની ઇચ્છા ક્યા નામર્દને ન થાય? પ્રેમની રીતજ એવી છે.

લગભગ એક કલાક સુધી મારે એ નરકનું કષ્ટ સહન કરવું પડયું. ત્યાર પછી ગાયિકાઓ બ્હાર નીકળી. તેમને લઇ જવા માટે સાહેબની ગાડી દરવાજા પાસે આવી ઉભી રહી. ગાડીમાં બેસતાં પહેલાં ફિરોજાએ તેનાં જાદુ ભરેલાં કાજળઘેરાં નયનના કટાક્ષ મારા તરફ ફેંક્યા. સાહેબ! એ જાદુઇ નજરનો અનુભવ આપને પણ થયો છે સાહેબ! ફિરોજાએ પછી પોતાની માતૃભાષામાં બીજે દિવસે અમુક ચોક્કસ સ્થળે મને મળવાનો સંકેત કર્યો. ભાષાની અજ્ઞાનતાને લીધે એ સંકેતનો ભેદ મારા સિવાય બીજું કોઇ જાણી શક્યું નહિ. ફિરોજા સંકેત કરી ગાડીમાં ચઢી બેઠી; કોચમેને ઘોડાની પીઠ ઉપર ચાબુક ફટકાવી; વિના વિલંબે ગાડી ચાલી ગઈ.

# પ્રકરણ ૪ થું.

બીજે દિવસે યથા સમયે મેં સારામાં સારો પોષાક પહેરી લીધો. જાણે કે હું શાદી કરવા જતો હોઉં એવોજ ઠાઠમાઠ મેં કર્યો. પછી ફિરોજાએ કરેલા સંકેત મુજબ હું સરકારી બગીચા તરફ ઘણી ઝડપથી જવા લાગ્યો! એ સ્થળે એક ખુણામાં જાદુગરી ફિરોજા બેઠી હતી.

મને જોતાંની સાથે ઉઠી ઉભી થઈ ફિરોજા બોલી, "દિલદાર યાર! તમે આવી પહોંચ્યા છો કે? ચાલો, રસ્તે ચાલતાં ચાલતાં આપણે વાત કરીશું."

હું કાંઇ બોલું તે પહેલાંજ ફિરોજા મોં ઉપર ઓઢણાનો ઘુમટો ખેંચી રસ્તે ચાલવા લાગી; ચુંબકથી આકર્ષાયલા લોઢાની માફક હું પણ તેની સાથે સાથે જવા લાગ્યો."

થોડે રસ્તે ગયા પછી મેં કહ્યું, "મંજૂરેનજર! મારા ઉપર એક રોટી મોકલવાનો ઉપકારજ કર્યો હોય એમ હું ધારૂં છું. એ રોટી ગર્ભવતી હતી. એણે કેદખાનામાં બે સંતાનોને જન્મ આપ્યો હતો. એ રોટી હું આનંદથી ખાઇ ગયો હતો તથા કાનસ, જેલમાંથી છુટા થતી વખતે તારા સ્મરણચિહ્ન. તરીકે જેલર સાહેબ પાસેથી માગી લાવ્યો છું. તેં મોકલાવેલી અશરફી હું પાછી તને ભેટ આપવા લઇ આવ્યો છું."

મધુર શરબતની ઝરણુ ધારા જેવા હાસ્યથી મારા મન તેમજ પ્રાણને અભિષિક્ત કરી ફિરોઝા બોલી ઉઠી, "વાહરે કંજુસ ! હજી સુધી પુંજી જમા રાખી છે કે? ચાલો, તમે બહુ સારૂં કર્યું છે; હમણાં મને પૈસાની ઘણી તાણ પડી છે; ભુખ પણ ઘણી લાગી છે; ચાલો, તમે મને ખવડાવજો."

અમે જે રસ્તો બજાર તરફ જતો હતો તે તરફ જવા લાગ્યાં. જિલેસ્પી ગલીમાં ગયા પછી ફિરોઝાએ એક શરાફની દુકાને પેલી અશરફી વટાવી લીધી. પછી એક મેવાવાળાની દુકાનેથી તેણે વિવિધ પ્રકારનો મેવો ખરીદ્યો. રૂમાલમાં બાંધેલો મેવો મને ઉંચકી લેવાનો હુકમ કરી તે બીજી વસ્તુઓ ખરીદતી આગળ ચાલી. નાનખટાઇ, લાડુ અને શરાબની એક બોટલ સુધ્ધાં તેણે ખરીદ કરી. પછી એક રોટીવાળાની દુકાને જઇ તે રોટી, કબાબ, સમોસાં વગેરે વસ્તુઓ ખરીદવા લાગી. ફિરોઝા બધી દુકાનો ઉજાડ બનાવી મહાભોજનની તૈયારી કરતી હોય એમજ મને લાગ્યું. ખોરાકીની સઘળી વસ્તુઓ ઉંચકી લઈ હું તેની પાછળ પાછળ જવા લાગ્યો.

થોડે દૂર આવેલી એક ગલીમાં જઇ ભાંગ્યા તુટયા એક ખંડેર જેવા મકાન પાસે ફિરોઝા ઉભી રહી તથા તેણે એ મકાનનાં બારણાં ઉપર હાથ ઠોકયો. એક ઇરાની બુઢ્ઢીએ–શયતાનની બાંદીએ–આવી બારણાં ઉઘાડયાં. ફિરોઝાએ એ બુઢ્ઢીને કાંઈ કહ્યું, પ્રથમ તો બુઢ્ઢીએ ફિરોઝાનું કહ્યું માનવાની નારાજી દર્શાવી; પરંતુ ફિરોઝાએ તેને થોડો મેવો, નાનખટાઇ, લાડુ વગેરે બક્ષિસ આપ્યું એટલે તે વશ થઈ ગઇ. પછી બુઢ્ઢીના અંગ ઉપર પોતાનું ઓઢણું ફેંકી ફિરોઝાએ તેને

બ્હાર હાંકી મૂકી બારણું અંદરથી સાંકળ મારી બંધ કરી દીધું। અમે બન્ને ઘરમાં એકલાં પડયાં કે તરતજ ફિરોજાએ ખુશીના આવેશથી ગાન ગાતાં ગાતાં નાચવાની શુરૂઆત કરી દીધી:—

દેખો બલમા મેરી બારી ઉમરિયાં બલબલ જાઉં,
ગરવા લગાઉં સજન મોહનકો રીઝાઉં આઓ જાન.
હુએ નૈને દુશ્મન મેરી જાનકે જીગરપર હુએ ચરકે નજર બાનકે
દિલદાર ગમખ્વાર જાંનિસાર
તો પે જોબન હિયા વાર આઓ જાન.

હું બન્ને હાથમાં ખાનપાનની સામગ્રીનો ભાર ઉંચકી ઘરની વચ્ચે ઉભો રહ્યો હતો. એ બોજો કયાં મૂકવો તેનો હું વિચાર કરતો હતો; પરંતુ દિલારામ ફિરોજાનો મનમોહક નાચ જોવાનો લોભ હું છોડી શકયો નહિ. ગીત ગાઈ રહ્યા પછી નાચતી કૂદતી ફિરોજા મારી નજીક આવી તથા મારા હાથમાંનો બોજો જમીન ઉપર બેદરકારીથી ફેંકી દઈ મારા ગળામાં વળગી પડી બોલી ઉઠી, "દિલદાર યાર ! આજે હું મારું સર્વસ્વ સમર્પણ કરી તમારા ઉપકારનો બદલો વાળીશ. તમે મારા આશક, શૌહર, યાર છો અને હું તમારી દિલારામ મોજીલી–માશુક છું."

સાહેબ ! એ દિવસ મારા જીવનમાં ઘણા આનંદનો હતો. એ દિવસની વાત યાદ આવતાં ભવિષ્યનું સઘળું દુઃખ હું ભૂલી જાઉં છું !

* * *

બ્હારવટીઓ મીરખાન થોડા સમય સુધી ચુપ રહ્યો. તેની ચીરૂટ બુઝાઇ ગઈ હતી; ચીરૂટ સળગાવ્યા પછી તેણે પોતાની આત્મકથા પાછી કહેવા માંડી.



## પ્રકરણ ૫ મું.



અમે બન્ને જણાંએ આખી રાત પરમ આનંદમાં પસાર કરી. ન્હાની અબોધ બાળિકાની માફક તે જૂદી જૂદી વસ્તુઓ ખાવા તથા ફેંકી દેવા લાગી. વાનરીના જેવી વિવિધ અંગભંગી કરી તે મને ખુશીના દરિયામાં ડૂબાવી દેવા લાગી. મેં તેનો નાચ જોવાની ઇચ્છા દર્શાવી; પરંતુ ફિરોજા પાસે ખંજરી નહિ હોવાથી વળી આખું ઘર ફરી તે બુઢ્ઢી ડોશીનું ચીના માટીનું એક મોટું વાસણ લઇ આવી. ફિરોજાએ નાચ શુરૂ કર્યો. ઇંદ્રલોકની અપ્સરાઓ કે બેહસ્તની હુરીઓનો નાચ પણ ફિરોજાના નાચ જેવો દિલકશ નહિ હોય એમજ મને લાગ્યું. નાચતાં નાચતાં વીણાના જેવા મધુર કંઠે એ ભુવનમોહિની ગાવા લાગી:—

મેરી ફૂલતી ફુલતી જોબનકી ડાલી
ઇસે રખુંગી કૈસે સંભાલકે ?
યહ જવાની દિવાની આ ગઇ
ઇસે રખુંગી કૈસે સંભાલકે ?—મેરી.

મેરે જોબનને પાંવેં નિકાલે
પડી કૈસે મુસિબતકે પાલે
બંદ અંગિયાકે ટુટે જાયેંરી
ઇસે રખુંગી કૈસે સંભાલકે ?—મેરી.

બઢ ગઈ લૈલિયા શીરીસે કહાની મેરી;
મુઝકો રૂસવા કિયે દેતી હએ જવાની મેરી,
કોનસા દિલ હએ નહીં લાગે મુહબ્બત જીસમેં
એક જમાના લિયે ફિરતા હએ નિશાની મેરી-મેરી.

એવી સ્ફુર્તિબાજ બાળિકાની સાથે આખી જીંદગી ક્ષણુ કાળની માફક પસાર થઇ જવાનો સંપૂર્ણ સંભવ હતો. તો પછી એક રાતની મુલાકાતનો શો હિસાબ! હું અમારી છાવણીનું બ્યૂગલ સાંભળી પ્રભાતકાળ થયો છે એમ સમજી શકયો. કવાયત માટે સિપાહીઓને એકઠા કરવા માટે નિત્ય ચોક્કસ વખતે એ બ્યૂગલ વગાડવામાં આવતું હતું.

મેં ફિરોજાને કહ્યું, "હે ચંદ્રમુખિ! રાત્રિનું અવસાન થયું છે; ચંદ્ર અસ્ત થવાની તૈયારીમાં છે; હવે મારે ઝડપથી છાવણીમાં હાજર થવું જોઇએ વિના વિલંબે સિપાહીઓની હાજરી પૂરવામાં આવશે."

ફિરોજા તિરસ્કારથી મોં ચઢાવી રૂઢ સ્વરે બોલી ઉઠી, "અય ગુલામ! પીઠ ઉપર ચાબુક પડવાનો ભય લાગે છે કે?"

એના આવા કટાક્ષથી મારૂં હૃદય જખ્મી થયું. હું મારા દિલ પરનો કાબુ ગૂમાવી બેઠો; મારામાં હાલવા ચાલવાની તાકાત રહી નહિ. ગેરહાજર રહેવા બદલ જે સજા મળે તે ફિરોજાની નામરજી પાસે કાંઇ હિસાબમાં નહોતી.

થોડા વખત પછી ફિરોજાએજ વિદાય થવાની વાત કાઢી. તેણે કહ્યું, "દિલદાર! સાંભળો. મેં તમારૂં દેવું વ્યાજ સાથે

અદા કર્યું છે. આપણું લેણુંદેણુ સાફ થઈ ગયું છે. હવે વિદાય ! સલામ આલેકુમ !"

પુનઃ હું તેને ક્યાં જોઇ શકીશ એવો મેં પ્રશ્ન પૂછ્યો. હસી પડી તેણે જવાબ આપ્યો, "તમારા ભેજામાં બુદ્ધિ આવશે ત્યારે તમે મને જોઈ શકશો."

પછી સહજ ગંભીર બની તે બોલી, "દોસ્ત ! તમે એમ ધારો છો કે હું તમારા ઉપર પ્યાર કરવા લાગી છું ? આપણું મિલન ટકી શકે તેમ નથી. હું રખડતી નાર છું અને તમે પોલિસખાતાના નોકર છો. સાપ તથા નોળીઆનો અને કૂતરા તેમજ શીયાળનો ઘરસંસાર ટકી શકતો નથી. તમે પણ મારા જેવા રખડેલ થઈ શકો તો હું તમારી દિલદાર થવા ખુશી છું; પરંતુ એવી વાત કરવી વૃથા છે; એ બની શકે તેમ નથી. જાઓ, એક રાતની બાદશાહી બક્ષિસ તમને મળી ચુકી છે; શયતાનની સાથે એક રાત માટે મેં દોસ્તી કરી છે. શયતાન સર્વ સમયે કાળો હોતો નથી–પુરૂષ પણ હોતો નથી; વચ્ચે વચ્ચે તે નારીરૂપે દેખા દે છે ! જાઓ દોસ્ત ! હવે મૌલાના પાસે જઇ તોબાહ કરો, દરગાહમાં જઇ માનત માનો, મસ્જીદમાં જઇ સર પટકી સીજદા કરો; એમ કરવાથી ખુદાતાલા તમારા ગુન્હાની તમને માફી આપશે. દોસ્ત ! છેવટની રજા લઉં છું. હવે આ ફિરોજાની વાત કદાપિ યાદ કરશો નહિ. તેને મેળવવી હોય તો લાકડાના પગવાળી વિધવાની વરમાળા ગળામાં પહેરવાની તૈયારી કરી આવવું જોઇએ. લાકડાના પગવાળી વિધવા એટલે ફાંસીનું લાકડું. ફાંસીનું દોરડું

ગળામાં નાખવા તૈયાર થાય તેજ મને માશુક તરીકે મેળવી શકે તેમ છે.”

અમે બન્ને મકાનની બ્હાર નીકળી પડયાં. ફિરોજા ઓઢણામાં મેં છુપાવી મારી સાથે બ્હાર નીકળી ચંચળ હરિણીની માફક નાચતી કૂદતી જોત જોતામાં ગૂમ થઇ ગઇ. વનપંખિણી જાણે કે, પાંખોની મદદથી ઉડી અદશ્ય થઇ ગઈ.

ફિરોજાએ મને કહેલી વાત સાચી હતી. જો હું તેને ભૂલી ગયો હોત તો મેં ડહાપણ વાપર્યું ગણાત; પરંતુ તેની સાથે એક રાત પસાર કર્યા પછી હું ઘણો તન્મય થઇ ગયો હતો. મને કેવળ ફિરોજાનાજ વિચારો આવ્યા કરતા હતા. ઉન્માદગ્રસ્ત રોગીની માફક તેને જોવાની લાલસાથી હું રસ્તે રખડયા કરતો હતો. મેં પેલી ઘરવાળી બુઢ્ઢીને ફિરોજાની ખબર પુછી તો તે ઇરાન ચાલી ગઇ છે, એમ તેણે કહ્યું. ફિરોજાના શીખવાડયા પ્રમાણે તેણે મને ખોટી વાત કહી હોય, એમ લાગ્યું; કારણ કે, એ ખોટી વાત વિના વિલંબે પકડાઇ ગઇ.

એક અઠવાડીયા પછી હું ચુંગીઘર પાસે પહેરા ઉપર હતો. ખૈબરપાસથી શહેરમાં પ્રવેશ કરવાના ઘાટના મુખદ્વાર આગળ ચુંગીઘર આવેલું હતું. જે સઘળા સૌદાગરો નગરમાં આવતા જતા હતા, તેમનો માલ જોઇ જકાત વસુલ કરવામાં આવતી હતી. ચોરી છુપકીદીથી કોઇ આવજાવ ન કરી શકે, એટલા માટે શહેરની ચોતરફ દિવાલ બાંધેલી હતી. વચ્ચે વચ્ચે દરવાજા હતા. દરેક દરવાજે રાત દિવસ પહેરો ભરવાની વ્યવસ્થા હતી. કોઈ કોઇ

દરવાજો રાતે બંધ કરી દેવામાં આવતો હતો. શહેરની આસ
આવેલી એ દિવાલની એક જગ્યા ભાંગી ગઇ હતી તથા તેનું સ
કામ ચાલતું હતું. એ સ્થળે પહેરો ભરવાનું કામ ઉપરી અધિકાર
તરફથી મને સોંપવામાં આવ્યું હતું. મેં જોયું કે, જે મકાનમ
ફિરોજાની સાથે એક રાત ગુજારી હતી, એ મકાનવાળી બુઢ્ઢી ર
સાથેના બીજા સિપાહીઓ સાથે કાંઇ ગુપ્ત ભાષણ કરતી હતી,
મારી બેઠકની આસપાસ આંટા મારતી હતી. થોડા સમય પછી
મારી પાસે આવી પુછ્યું:–" સાહેબ ! ફિરોજાની કાંઇ ખબર ર
છે કે ?"

મેં સહજ વ્યગ્ર બની કહ્યું, "ના."

બુઢ્ઢી બોલી:–" ચિંતા કરશો નહિ. જલ્દી ખબર મળશે.'

તેણે ખરી વાત કહી હતી. રાત્રે હું જ્યારે એ ભગ્નર
પહેરો ભરતો હતો ત્યારે મારા ઉપરી સાહેબ ચાલ્યા ગયા એટલે [
વિલંબે એક રમણીને મેં મારા તરફ આવતી જોઇ. મારા દિલે
દીધું કે એ ફિરોજા છે ! તથાપિ હું સિપાહી હતો. મારી ફ
બજાવવાના હેતુથી હું બોલી ઉઠયો:–" હુકમદાર ? (Who cor
there ?) બેરો ગુમશો ( અહિંથી જતા રહો )."

ફિરોજાએ ઘુમટો કાઢી નાખી વીણાના જેવા કોમળ કંઠે ક
" અય અઝીઝેમન ! આમ ગધેડાની માફક ભૂંકો છો શા માટે

સ્થાન અને કાળ ભૂલી, કર્ત્તવ્યને ભૂલી આનંદિત બની,
બોલી ઉઠયો:–" કેવું પરમ સૌભાગ્ય ? ફિરોજા તું છે કે ?"

ફિરોજાએ પોતાના સ્વરમાં સ્વર્ગનું અમૃત ભેળવી એ અમૃ

મને પાન કરાવી એકાબુ બનાવ્યો. તે બોલી ઉઠી:-" દિલદાર યાર ! હું તમારી સાથે થોડી ગુફ્તગુ કરવા માંગું છું."

મારૂં ચૈતન્ય શિથિલ થઇ જવા આવ્યું. કોઇ બેહેસ્તમાં વિહાર કરવાનું ગુપ્ત નિમંત્રણ લઇ ફિરોઝા મને શોધતી આવી હોય, એમ મને લાગ્યું.

તેણે કહ્યું:-"કાંઇ રોજગાર કરશો કે ? સોદાગરોનો એક કાફલો માલમતા લઇ આ રસ્તેથી શહેરમાં જશે. તમે તેને જવા દેજો."

મેં કઠોર બની કહ્યું:-"ના. હું એને અટકાવીશ. આ રસ્તેથી કોઇને જવા આવવા દેવાનો હુકમ નથી."

ફિરોઝાએ પાછું તે દિવસની માફક મોઢું ચઢાવી, નાક મચકોડી, દૃષ્ટિ વક્ર કરી કહ્યું:-"હુકમના ગુલામ ! જ્યારે આટલી બધી ફર્જ સમજો છો ત્યારે પછી તે દિવસે રાત્રે ઝુલેસ્પી ગલીમાં શા માટે આવ્યા હતા ?"

એ રાતની નશા જેવી યાદ ઉત્પન્ન કરી ફિરોઝાએમને એકાબુ બનાવ્યો. ઉન્માદગ્રસ્ત માણસની માફક હું બોલી ઉઠયો— " ફિરોઝા ! એ દિવસે મને જે આનંદ મળ્યો હતો, તે મેળવવા માટે હું જહન્નમમાં જવાને પણ તૈયાર છું. મને લાંચની જરૂર નથી."

ફિરોઝાએ દુષ્ટ હાસ્ય કરતાં કહ્યું:-"ઠીક છે. ત્યારે ફરીથી એક વખત એ મકાનમાં એક રાત ગુજારવાની અનુકુળતા મળે તો કેમ ? "

આશા અને આનંદથી હું અધીર બની ગયો. એ પરમ લોભને

દબાવી દેવાનો એક વખત પ્રયત્ન કરતાં મેં કહ્યું:-"ના, ના, ચોરીના કાર્યમાં હું મદદ નહિ કરી શકું."

ફિરોજા માથું હલાવી બોલી ઉઠી:-"જ્યારે તમે આવી ફરજને સમજનાર છો, ત્યારે પછી તમે જેના હુકમના ગુલામ છો તેની મારફત હુકમ કરાવી હું મારો હેતુ પાર પાડીશ. તમારા ઓફીસર કર્નલ સાહેબ સુંદરીના શબ્દોની કદર સમજે છે. તમારે બદલે હું તેમને જીલેસ્પી ગલીમાં નિમંત્રણ કરીશ. પછી સાહેબ મારફત આ સ્થળે એક એવા માણસને પહેરા પર રખાવીશ કે જે ફિરોજા બીબીના હુકમ કરતાં બીજા કોઈના હુકમને માન આપે નહિ. ખુદા હાફિજ દોસ્ત! હવે તમને જ્યારે ફાંસીનો હુકમ થશે, ત્યારે ફરીથી આપણી મુલાકાત થશે. તમારા એ વિવાહ મંડપમાં હું હસતી હસતી આવીશ."

ફિરોજા ઘ ઘરાને ઘુમાવી, કમરને લચકાવી, ઓઢણાને ઉડાવી ચાલી જતી હતી. હું દુર્બળ હતો. મેં તેને પાછી બોલાવી. જો હું માગું તે બક્ષિસ આપે તો ચોરીના માલના સૌદાગરોને જતા કરવાનું મેં તેને કહ્યું. બીજે દિવસે સંધ્યાકાળે મને મળવાની વાત ફિરોજાએ ખુદાના કસમ ખાઇ કબુલ કરી. પછી તે હરિણી જેવી ગતિથી ટોળીના માણસોને ખબર આપવા ચાલી ગઇ. એ માણસો નજીકમાંજ હતા. એકંદરે તેઓ પાંચ જણ હતા, તથા તેઓની સાથે ખચ્ચરો પર ઇરાની માલ લાદેલો હતો. ફિરોજા દૂર ઉભી રહી પહેરો ભરવા લાગી. જો કોઇ બીજો સિપાહી આવતો જણાય તો ગાન ગાઈ મને ચેતાવવાની તેને સૂચના આપી

હતી; પરંતુ એ રાત્રે તેના કમનીય કંઠનું ગાન સાંભળવાનું સૌભાગ્ય અગર દુર્ભાગ્ય મને પ્રાપ્ત થયું નહિ. એ રાત્રે બીજો કોઇ સિપાહી મારા તરફ આવ્યો નહિ. ચોર સૌદાગરો ઘણી જલ્દીથી કામ પતાવી શહેરમાં દાખલ થઇ ગયા.



# પ્રકરણ ૬ ઠ્ઠું.



બીજે દિવસે સંધ્યાકાળે હું જીલેસ્પી ગલીમાં ગયો. પેલા મકાનમાં એકલી ફિરોજા મારી રાહ જોતી હતી. આજે તે ખુશ મિજાજમાં નહોતી. મને જોતાંની સાથેજ તે બોલી ઉઠી:-" જે માણસને ખુશામદ સાંભળવી ગમતી હોય, તેની હું પરવાહ કરતી નથી. પહેલી વખતે તમે બદલાની આશા રાખ્યા સિવાય મારા પર મહેરબાની કરી હતી છતાં આ વખતે બનીયાની માફક દરદસ્તુરની વાત કેમ કરવામાં આવી? શા માટે આજે હું અહિં આવી છું, તેની મને પોતાને કાંઇ ખબર નથી. તમારા આકર્ષણથી આવી નથી, એ વાત ચોક્કસ છે. તમારૂં મારા તરફ સહજ પણ દિલ નથી, એમ કહેવાનેજ હું આવી હોઉં એમ મને લાગે છે. તમે ચાલ્યા જાઓ. તમારી મજુરી બદલ આ એક સોનામહોર તમને આપવામાં આવે છે."

આમ કહી તેણે મારા શરીર ઉપર એક સોનામહોર ફેંકી. એ મહોર બંદુકની ગોળીની માફક અગર તો બળતા અંગારની માફક મારા શરીર ઉપર પડી. મહોર ઉંચકી લઈ તેના માથામાં મારવાની મને ઇચ્છા થઇ આવી; પરંતુ મુશ્કેલીથી મેં મારી એ ઇચ્છાનું દમન કર્યું. એક કલાક સુધી વાદવિવાદ કરવા છતાં એ સંગદિલવાળી ફિરોજા નહિ પીગળી શકવાથી અત્યંત ક્રોધે ભરાઇ. હું ત્યાંથી પાછો ચાલ્યો આવ્યો. આખી રાત ગાંડા

માણસની માફક હું શહેરની ગલીએ ગલીએ ઘૂમ્યો. પ્રભાતકાળે નમાજનો અવાજ સાંભળી હું હોશમાં આવ્યો અને મસ્જિદમાં નમાજ પઢવા ગયો. મસ્જિદના એક અંધકારમય ખુણામાં એકલો બેસી નમાજ પઢતાં પઢતાં અલ્લાને હું મારા દિલનું દર્દ નિવેદન કરવા લાગ્યો. એવામાં મારી તદ્દન નજીકમાંથી કોઇનો અવાજ હું સાંભળી શકયો કે, "આ શું? વીર સિપાહીની આંખોમાંથી આંસુ સરે છે! જો તે મને મળે તો હું તેને માટે વશીકરણનું ઔષધ તૈયાર કરૂં!"

મુખ ઉંચું કરી સજળ નયને મેં જોયું તો મારી નજીક ફિરોજા ઉભી રહી હતી. મારાં આંસુએ એ સંગદિલ ધરાવનારી પાષાણીના ચિત્તને પલાળી નરમ કર્યું હોય, એમ મને લાગ્યું. તેણે કહ્યું:—"અય દિલદાર! તમે મારે માટે રડો છો? હજી તમારે માટે મારા મનમાં કાંઇક લાગણી છે, એવો મને સંદેહ રહે છે. તમારા વિદાય થઇ ગયા પછી મારે શું કરવું એ નહિ સૂજવાથી તમને શોધતી શોધતી હું અહિં સૂધી આવી છું. હું મારી હાર કબૂલ કરૂં છું. જીનેરપી ગલીના પેલા મકાનમાં હું તમને લઇ જવા ચાહું છું."

તરતજ અમારો ઝઘડો પતી ગયો; પરંતુ ફિરોજાનો મિજાજ વર્ષાઋતુના આકાશ જેવો હતો. ઘડીમાં તડકો, ઘડીમાં વાદળાં, ઘડીમાં વજ્ર અને ઘડીમાં વૃષ્ટિ એ એનાં લક્ષણ હતાં. સંધ્યાકાળે હું પેલા મકાનમાં ગયો; પરંતુ ફિરોજા ત્યાં નહોતી. આંધી ઘરવાળી બુઢ્ઢીએ કહ્યું કે, 'વેપારના કામકાજ માટે ફિરોજા

કામુશ્ર તરફ ચાલી ગઈ છે."

એ બુઢ્ઢીના જુઠ્ઠું બોલવાના સ્વભાવનો પ્રથમ પણ મને પરિચય થયો હતો તેથી તેની વાત સાચી નહિ માનતાં જે સ્થળે ફિરોઝાની મુલાકાત થવાનો સંભવ હતો એ સઘળાં સ્થળોએ વારંવાર હું આવજાવ કરવા લાગ્યો. એક દિવસે સંધ્યાકાળે હું બુઢ્ઢીના મકાનમાં બેઠો હતો, તથા એ જમાનાની ખાધેલી ડોસીને બક્ષિસ આપી મેં વશ કરી હતી. એવામાં ફિરોઝા આવી પહોંચી. તેની પાસે એક ઇંગ્રેજ યુવક હતો. એ અમારી પલટનનોજ લેફટેનન્ટ હતો. મ્હોં બગાડી ઇરાની ભાષામાં ફિરોઝા બોલી ઉઠી:—એરો શો (ચાલ્યા જાવ.")

ઇંગ્રેજ બોલી ઉઠયો:—"તુમ યહાં પર કયા કરતા હય ? નીકાલો બદમાશકો યહાંસે જલ્દી નીકાલો !"

હું તો જાણે કે હાવરો બાવરો બની ગયો. મારા હાલવા ચાલવાની શકિત જાણે કે ગુમ થઇ ગઈ હતી, તથા હૃદય સ્મશાનમાં ક્રોધની ચિંતા ભયંકર સ્વરૂપથી સળગી ઉઠતી હતી.

ઇંગ્રેજે જ્યારે મને બેસી રહેલો જોયો, તથા મેં તેને સલામ પણ ન કરી, ત્યારે તેણે મારૂં ગળું પકડી જોરથી મને ધક્કો માર્યો. તેના જવાબમાં હું શું બોલ્યો હતો, એ હમણાં મને યાદ નથી. ઇંગ્રેજ ઝડપથી પોતાની તલ્વાર ખેંચી ખડો થયો. એકાએક બંધી ડોસીએ આવી મારો હાથ દબાવ્યો તથા પેલા ઇંગ્રેજે મારા કપાળમાં તલ્વારનો ઘા કર્યો. માથું નમાવી દઇ ફેંદા ઉપરજ મેં એ ઘા ઝીલી લીધો નહિ. તો એ એકજ ઘાથી

મારૂં કપાળ ચીરાઇ જાત. કપાળનો જે થોડો ભાગ કપાઇ ગયો હતો તેનો દાઘ હજી પણ કપાળમાં છે. ફિરોઝને ચાહવા જતાં એ મારી લલાટ લેખા થઇ! એક ડગલું પાછળ હઠી જઈ એકજ ઝટકાથી મેં બુઢ્ઢીને ઓરડાના ખુણામાં હડસેલી મૂકી. પછી હું ઇંગ્રેજના હુમલાનો જવાબ વાળવા તૈયાર થયો. તેણે મારા ઉપર હુમલો કર્યો, તે સાથેજ તલ્વારની ઝીણીઅણીથી મેં તેનું હૃદય વીંધી નાખ્યું. શોણિતધારાએ મારી તલવારને ભીંજાવી દીધી. ફિરોઝાએ તત્કાળ બત્તી બુઝાવી બુઢ્ઢીને વંજો માપી જવાની સલાહ આપી. એ વાત સાંભળી હું પણ ઝડપથી મકાનની બહાર દોડી ગયો. તથા કોઇપણ માર્ગનું લક્ષ્ય કર્યા સિવાય દોડવા લાગ્યો. થોડે દૂર ગયા પછી કોઇએ મારો પીછો લીધો હોય એમ મને લાગ્યું. સહજ સ્વસ્થ થતાં પ્રસંગની ભયંકરતા સમજવા જેવી સ્થિતિમાં હું આવ્યો, ત્યારે ફિરોઝાને મેં મારી પાસે ઉભેલી જોઈ! તેણે મારો ન્યાય કર્યો નહોતો!

મને ઉભા રહેવાનું કહી તે બોલી ઉઠી: "અય બેઅકલ ખચ્ચર! તમે જાણી જોઈ તમારા સરપર આફત લાવ્યા છો. મેં પ્રથમથીજ નહોતું કહ્યું કે, મારી મહોબ્બત મેળવવા ચાહશો તો તમારે આફતોનો સામનો કરવો પડશે. ગઇ ગુજરી સંભારવામાં સાર નથી. પેટમાં ખોરાક પડશે એટલે પીઠ સહેલાઇથી માર સહન કરી શકશે. જો ઇરાની રમણીની મહોબ્બત કરવા માગતા હો, તેને માશુક બનાવવા ચાહતા હો, તો હસ્તાં હસ્તાં તમે દુઃખ વેઠી શકશો. પ્રથમ તમને થયેલા ઘા પર દવા લગાવા

દ્યો. આ રૂમાલ થયેલા ઘા ઉપર બાંધી દ્યો, તથા કમરપટ સહિત મિયાનમાં પડેલી તમારી તલ્વાર મને આપો. આ સ્થળે બે મિનિટ રોકાજો. એ દરમ્યાન હું પાછી આવીશ.”

ફિરોજા ગૂમ થઇ અને વિના વિલંબે પાછી આવી. મ્હારે માટે તે એક મોટું અંગરખું લઇ આવી. એ વસ્તુ તેણે ક્યાંથી મેળવી હતી એ હું જાણતો નહોતો. મારો સિપાહીનો પોષાક કઢાવી નખાવી તેણે એ અંગરખું મને પહેરાવ્યું. એ લાંબુ અંગરખું પહેરવામાં આવતાં મારૂં એક સિપાહીમાંથી આફ્રીદી ખેડૂતમાં રૂપાંતર થઇ ગયું. પછી ફિરોજા મને પેલી બુઢ્ઢીના મકાન જેવા બીજા એક ભાંગ્યા–તૂટ્યા મકાનમાં લઇ ગઇ. ત્યાં તેણે તથા બીજી એક ઇરાની રમણીએ મળી લોહીથી ભીંજાયેલું મારૂં કપાળ ધોઇ નાખ્યું અને લશ્કરી ડોકટર જેવી દવા ન લગાવી શકે તેવી દવા ફિરોજાએ ઘા પર લગાવી દીધી. એક જાતનો અર્ક પાણીમાં ભેળવી તેણે મને પાયો અને મુલાયમ બિછાનામાં ઘણી સંભાળથી મને સુવાડવામાં આવ્યો.

જોતજોતામાં હું ઉંઘી ગયો. બીજા દિવસની સાંજ સુધી મારી ઉંઘ નહિ ઉડવાથી મને ચોપડવામાં તથા પાવામાં આવેલી દવામાં નિદ્રાકર્ષક પદાર્થ ભેળવવામાં આવ્યો હતો એમ હું સમજી શક્યો. જાગીને જોયું તો મારૂં માથું સખ્ત ચઢી આવ્યું હતું અને બુખારથી મારૂં શરીર સળગી જતું હતું. શું બન્યું હતું તથા આ સ્થળે હું કેવી રીતે આવી ચઢ્યો હતો, એ ઘણા વખત પછી હું વિચારી શક્યો.

ફિરોઝાએ આવી ઘા ઉપરથી પટ્ટી ખોલી. ઘાને ધોઇ સાફ કર્યો તથા પુનઃ ઔષધનો લેપ કરી પટ્ટી બાંધી દીધી. પછી બે સ્ત્રીઓ મારા બિછાના પાસે બેસી કાંઈ વાતચિત કરવા લાગી. એ દવા સંબંધીની વાતચિત હોય, એમ મને લાગ્યું. બન્ને સ્ત્રીઓએ મને એવી ધીરજ આપી કે, મને જલ્દી આરામ થઈ જશે. પરંતુ આરામ થતાં સુધી અહિં પડી રહેવામાં સલામતી નહોતી. ઇંગ્રેજનો મુલ્ક છોડી નાસી જવામાં ન આવે અને કમનસીબે જો હું કેદ પકડાઉં તો કોર્ટ ઓફ માર્શલથી મને ગોળીથી વીંધી નાખવામાં આવે તેમ હતું.

ફિરોઝાએ મને કહ્યું:—"તમારે હવે રોજગારનો રસ્તો તો લેવોજ પડશે. હવે કાંઈ ઇંગ્રેજ સરકાર તમને નમક ખવડાવવાની નથી. તમારા દાણાપાણીની વ્યવસ્થા તમારે જાતેજ કરવાની છે. તમે એવા ગધેડા અને કમ અક્કલ છો કે, સરકારની આંખોમાં ધૂળ નાખી માલ લઈ જવા લાવવાનું કામ કરી શકો તેમ નથી. તમે શેરે જવાંમર્દ અને બહાદુર છો. છુપી રીતે દેશી વિદેશી માલની આવક જાવક શુરૂ કરો. પ્રથમથીજ મેં તમને કહ્યું છે કે હું તમને ફાંસીને માંચડે ચઢાવીશ. છતાં ગોળીથી મરવા કરતાં ફાંસીએ ચઢવું સારૂં છે, એ તમારે માટે સંતોષનો વિષય છે. તમે ચાલાકી વાપરી થાણાની પોલીસની આંખોમાં ધૂળ નાંખી એક દેશમાંથી બીજા દેશમાં માલ લઇ જવા લાવવાનું કામ સહેલાઇથી કરી શકશો."

આવી દિલખુશ વાતોથી એ સુન્દરી શયતાનીએ મારે માટે

એક નવો માર્ગ નિર્માણ કર્યો, તથા એ સિવાય કોઈપણ માર્ગ મારે માટે ખુલ્લો નહોતો. જો જીવવું હોય તો ચોરી કરવી જોઇએ નહિ તો મૃત્યુની સજા સ્વીકારવી જોઈએ. કેવો યોગાયોગ! રખડતી રઝળતી ફિરોઝાની સાથે મારૂં ભાગ્ય ભળી ગયું! સાહેબ, આપને સ્પષ્ટતાથી કહેવાની જરૂર રહેતી નથી કે, ફિરોજાએ સહેલાઇથી પોતાની વાત મારી પાસે કબુલ કરાવી હતી. એ કાયદા વિરૂધ્ધના અન્યાયી વર્તનથી આવી પડનારાં સંકટો વેઠી અમારૂં બન્નેનું બંધન વિશેષ ગાઢ થશે એવા આનંદથી નહિ કરવા જેવું કામ પણ મને કરવા યોગ્ય લાગ્યું. ચોરીના માલના સોદાગરોની ઘણી વાતો મેં સાંભળી હતી. તેઓ જંગલના છુપા માર્ગોએ આવજાવ કરે છે, અને ઘોડાઓ તથા ઉંટો ઉપર માલ લાદી એક સ્થળેથી બીજા સ્થળે રવાના કરે છે. એ સોદાગરોની પાસે મોટી બંદુકો અને તરૂણ રમણીઓ હોય છે. હું કલ્પનાની છબી જોવા લાગ્યો કે, મારા ખોળા પાસે ઘરાની સુંદરી ફિરોજાને બેસાડી, ઊંટ ઉપર સવાર થઇ હું વાંકા ચુંકા પથ રસ્તે આવ જાવ કરૂં છું. આ સુખમય કલ્પનાની વાત મેં જ્યારે ફિરોજાને કહી ત્યારે તેના હાસ્યનો ફુવ્વારો ઉછળી ઉઠયો. હસતાં હસતાં બન્ને હાથથી પેટ દબાવી તે જાણે કે જમીનપર આળોટવા લાગી. થોડા સમય પછી દમ લઇ આંખમાંનાં આંસુ લૂછી તે બોલી, “કેવું મજાહનું સુખ સ્વપ્ન! કાફલા સાથે જતાં જતાં સંધ્યાકાળે નવીન સ્થળે છાવણી નાખી ઘર સંસાર માંડવો તથા એક ખુંટાની ત્રણ બાજુએ દોરડું

બેંચી તેના ઉપર કપડું નાખી-તંબુ બનાવી રોટી દાળ પકાવી શોહર અને બીબી તરીકે રાત ગુજારવા જેવું સુખ-બાદશાહના દોલતખાનામાં પણ નથી. બેહેસ્તના ગુલજારમાં પણ નથી !"

મેં કહ્યું:-"તને સાથે લઇ હું મજાહથી વન જંગલમાં ભટકીશ. વેરાન જંગલમાં હું બેફિકર રહી શકીશ. એવા સ્થળે કોઈ પણ ઇંગ્રેજ લેફ્ટેનન્ટ મારી પાસે તારો ભાગ માગવા આવશે નહિ."

ફિરોજાએ કહ્યું:-"હજી પણ તમારા મનમાં અદેખાઇ છે કેમ ? તમારા કિસ્મતમાં હજી ઘણું દુઃખ ભોગવવાનું છે. તમે મુર્ખા છો. કોઇ પણ દિવસે મેં તમારા તરફથી એક પૈસો મેળવવાની પણ આશા રાખી નથી. હું તમને ચાહું છું એ તમે સમજી નથી શકતા ?"

તેની આવી વાત સાંભળી જોશથી તેનું ગળું દબાવવાનો વિચાર મને થઈ આવ્યો. છતાં એ વિચારને મેં દબાવી રાખ્યો. સાહેબ ! એ સઘળી વાત લંબાવી હું આપને કંટાળો આપવા ઇચ્છતો નથી. ફિરોજાએ મારે માટે એક જંગલી પોષાક મેળવ્યો. તથા એ પોષાક પહેરી હું ઇંગ્રેજી મુલ્કની સીમામાંથી નાશી છુટયો. ફિરોજાનો એક સિફારિશ પત્ર લઈ હું મશુદ ગયો. ત્યાં ચોરીના માલના સોદાગરોના કાફલાનો સરદાર ગાજીખાન હોઇ ફિરોજાની સિફારશથી તેણે મને પોતાની ટોળીમાં ભેળવ્યો. અમે મશુદથી સરાઇ કિલ્લા તરફ ગયા. એ સ્થળે ફિરોજા આવી અમને મળવાની હતી, તથા મેં જતાની સાથેજ તેને જોઇ. અમે

ઈંગ્રેજી મુલ્કની સરહદ ઉપર ચાલવા લાગ્યા તથા જૂદા જૂદા ઘાટ (બીજા મુલ્કના પ્રવેશદ્વાર) આગળ ચોરીનો માલ વેચવા તેમજ ખરીદવા લાગ્યા. અમે આ દેશની વસ્તુઓ એકઠી કરી ચોરી છુપીથી ઇંગ્રેજ સરહદની પાર મોકલી દેતા હતા, તથા ઈંગ્રેજી સરહદ પરના કેટલાક સોદાગરો પોતાના દેશની વસ્તુઓ છુપી રીતે અમને વેચતા હતા. આ વેચવા ખરીદવાનો વ્યવસાય કરતી વખતે અમે સરકારી જકાત ભરતા નહિ. અમારા ધંધામાં ફિરોજા ગુપ્ત દૂતનું કામ કરતી હતી. એ કામ એના જેટલી સફાઈ અને ચાલાકીથી બીજું કોઇ કરી શકે એવો સંભવ નહોતો. અમે એક ઇંગ્રેજ સોદાગર મારફત ઘણો વિલાયતી માલ એકઠો કર્યો, તથા એમાંનો કેટલોક માલ પહાડમાં છુપાવી બાકીનો માલ લઇ અમે જૂદા જૂદા સ્થળે આપી આવવા લાગ્યા. પાસેનો માલ ખલાસ થઇ જતાં છુપાવેલો માલ બહાર કાઢી અમે અમારો ધંધો ચાલૂ રાખતા હતા. ફિરોજા એના રૂપથી ઇંગ્રેજ રાજના નોકરોને ભૂલાવી ઉલ્લુ બનાવી દેતી, અને એ વખત દરમિયાન અમે ઈંગ્રેજી મુલ્કમાં પ્રવેશ કરી કામ હાંસલ કરતા હતા. ક્યારે કયા સ્થળેથી અમારે ઇંગ્રેજી મુલ્કમાં પ્રવેશ કરવો અને કેવી રીતે ક્યાંથી નાશી છૂટવું એ સંબંધીની સઘળી બાતમી ચાલાક ફિરોજા અમને અગાઉથી આપતી હતી. આવી રીતે ઘણી વખત નિર્વિઘ્ને અમે ભિન્ન ભિન્ન સ્થળે આવ જા કરી. આવું હમેશાં શંકાશીલ રાખનારૂં ઉતેજનાપૂર્ણ કામ સિપાહીના એકમાર્ગી કામ કરતાં મને ઘણું મનોહર લાગ્યું. હું

પુષ્કળ રૂપિયાનો રોજગાર કરવા લાગ્યો. તે સાથે હુસ્નની હૂરી ફિરોજાને પણ મેળવી શકયો. સાહેબ! મને કોઇ પણ વાતનો અફસોસ રહ્યો નહોતો. સઘળાં સ્થળે અમને ખાનપાન મળતાં હતાં. તથા મારા સોબતીઓ ઘણી અદબથી મારી સાથે વર્તતા હતા. કેમકે, મારી માફક એક ઇંગ્રેજ લેફ્ટેનન્ટનું ખુન કરવા જેવી બહાદુરી મારા કોઈ પણ સાથીએ બતાવી નહોતી આજ-કાલ ફિરોજા મારા તરફ ઘણું દિલ દેખાડતી હતી, પરંતુ તેની સાથે દોસ્તી ઉપરાંત બીજો કાંઇ સંબંધ હોવાની વાત કોઇને કહેવાની તેણે મને સાફ ના પાડી હતી. એ મનમોજી માશુક પાસે હું એવો દુર્બળ બની જઈને રહેતો હતો કે, તેનો હરેક હુકમ મૂગે મોઢે બજાવતો હતો. આજકાલ તે એક પાકદામન ઓરતની માફક કાબુમાં રહેતી હતી, તથા મારામાં અક્કલની ખામી હોવાથીજ તે પોતાની ટેવ છોડી નેકીની પુતળી બની છે એમ હું સમજતો.

અમારી ટોળીમાં આઠ દશ માણસો હતા. ખાસ જરૂરી કામ વખતે અમે સઘળા એકઠા થતા હતા, નહિ તો બબ્બે ત્રણ ત્રણ જણા છૂટા પડી જઈ ગામડામાં અગર શહેરમાં છુટા રહેતા હતા. અમે દરેક જણ દુનિયાને ઠગવા માટે બહારથી એક પ્રકારનો ધંધો ચલાવતા હતા. કોઇ ફેરીવાળો થઇ જૂદાં જૂદાં સ્થળે ફરતો હતો, તો કોઇ ટટ્ટુ ઘોડાઓ વેચવાનો ઢોંગ કરતો હતો. કોઇ હકીમ બની જૂદાં જૂદાં દર્દોની દવાઓ આપતો હતો. ઘણું કરીને હું ફેરીવાળાના વેશમાં ફરતો હતો, અને બનતાં

સુધી કોઈ મોટા શહેરમાં જતો નહિ. કેમકે ઈંગ્રેજ લેફ્ટેનન્ટનું ખુન કરવા બદલ મને કેદ પકડવાનું વોરંટ સરકારે બહાર પાડ્યું હતું.



# પ્રકરણ ૭ મું.



એક રાત્રે સુફેદ કોહ નામના પહાડની ખીણમાં કુરમ નદીના તટ ઉપર આવેલા થલ નામના એક ન્હાના શહેરમાં અફઘાનિસ્તાન અને ઇંગ્રેજી મુલ્કની સરહદમાં અમારી ટોળીનો સરદાર ગાજીખાન અને હું સૌથી પ્રથમ સંકેત સ્થળે હાજર થયા. ગાજીખાન ખુશમિજાજમાં હતો. મને જોઈ તે બોલી ઉઠયો:–" જલ્દીથી આપણે એક મદદગાર મેળવી શકીશું. ફિરોજાએ ઘણી ચાલાકી અને ચતુરાઇનો પરિચય કરાવ્યો છે. તેણે કોહાટની જેલમાંથી તેનો ધણી નાસી છૂટે એવો ઉપાય અજમાવ્યો છે."

આ સઘળા જંગલી ધાડપાડુઓની ભાષા હું થોડા અંશે સમજવા લાગ્યો હતો. ગાજીખાનની વાત સાંભળી મારૂં શરીર બરફ જેવું ઠંડું થઇ ગયું. હું બોલી ઉઠયો:–" ફિરોજાનો ખાવિંદ કેવો ?"

ગાજીખાને કહ્યું:–" એક આંખે કાણો બુઢ્ઢો બાજખાન ફિરોજાનો ખાવિંદ થાય છે. ફિરોજાની માફક એ પણ ઇરાની છે. એ બીચારાને જીંદગી સુધીની સખ્ત મજૂરીની સજા થઇ હતી. ફિરોજાએ જેલખાનાના જેલર અને ડૉકટરને એવી જાદુઇ શક્તિથી વશ કર્યાં છે કે જેથી બાજખાનનો નાસી છૂટવાનો માર્ગ સાફ થયો છે. ફિરોજા એક કીમતી ગૌહર છે. એના વજન જેટલી અશરફીઓ આપવામાં આવે, તો પણ કીમત તરીકે થોડી ગણાય.

એ વર્ષથી ફિરોજા તેના ખાવિંદને છોડાવવાનો પ્રયત્ન કરતી હતી. જૂના જેલરની બદલી થવાથી નવા જેલરને ઉલ્લુ બનાવી ફિરોજાએ પોતાનું કામ પાર પાડયું છે.”

“સાહેબ! આ વાત સાંભળી મને આનંદ થયો હશે કે શોક, તે આપ સહેલાઇથી સમજી શકો એમ છો. વિનાવિલંબે એક આંખવાળા બાજખાન સાથે મારી મુલાકાત થઇ. એના જેવો બેઅદબ બદમાશ જીવનમાં મેં કદિ જોયો ન હોતો. તે પોતાના નામ પ્રમાણે બાજ પક્ષીના જેવોજ નિષ્ઠુર ધુર્ત્ત અને ક્રુર હતો. ફિરોજા તેના શૌહરની સાથેજ આવેલી હતી, તથા હું સાંભળી શકું એવા મોટા અવાજે તે બાજખાનને શૌહર કહીને બોલાવતી. એ સંબોધન પ્રસંગે તે મારા તરફ એવો ઇસારો કરતી હતી કે જે જોઈ મારો જીવ બળી-જળી ખાક થઇ જતો હતો. બાજખાન જોઇ ન શકે તેવી રીતે તે બુઢ્ઢા ખાવિંદની અંગભંગીનું અનુકરણ કરી તેને બનાવતી હતી. ગુસ્સાની આગથી હું સળગી જતો હતો. આખી રાતમાં મેં તેની સાથે કાંઈ વાત કરી નહિ. સ્હવારે અમે જ્યારે સરસામાન બાંધી રવાના થયા એટલે દશબાર ગોલંદાજ ઘોડેસ્વારો અમારી પાછળ આવતા હોય એમ અમને લાગ્યું. પહાડી માણુસો હમેશાં પોતાની બહાદુરીના દંભ દર્શાવે છે. તેમની વાતમાં ખુનામરકીના શબ્દો સિવાય બીજું કાંઇ હોતું નથી. આમ છતાં અમે બધા સન્મુખ યુધ્ધ માટે નહિ રોકાતાં બહાદુરીથી પીઠ બતાવી મરજી પડે તે તરફ ચંપટ કરી જવા લાગ્યા. ગાજીખાન, બાજખાન, ફિરોજા અને એક

વણજારી છોકરો બુધ્ધિ વાપરી નાશી છૂટયાં. કેટલાક નાશી જવાનો માર્ગ નક્કી નહિ કરી શકવાથી માલથી લાદેલાં ખચ્ચરો છોડી પહાડની ઉંડી ખીણમાં કૂદી પડયા. તેમણે જમ દૂતના હાથમાં પોતાની જાત અર્પણ કરી. એ સ્થળે પોલિસના સવારો આવી તેમને ગિરફતાર કરશે તેવી તેમના મનમાં શંકા રહી નહિ. અમારાં ખચ્ચરોને બચાવવાનો કોઇ માર્ગ નહિ હોવાથી તેમની પીઠ પર લાધવામાં આવેલા માલની ગાંસડીઓ છોડી કીમતી વસ્તુઓ પીઠ પર ઉંચકી લઇ નાસી જવાની તૈયારી અમે કરી. નીચા ઢાળવાળી જગ્યાએ માલની લંબગોળ ગાંસડીઓ મૂકી, તેને પકડી ધસડાતા અમે એક એક ક્ષણે એક એક ગાઉ જેટલો માર્ગ વટાવ્યો. અમારા દુશ્મનો પાછળથી ઉપરા ઉપરી બંદુકના બાર કરતા હતા. કાન પાસેથી સરી જતી બંદુકની ગોળીનો અવાજ સાંભળવાનો આ અમારો પ્રથમ અનુભવ ન હતો, તો પણ હમણાંના અનુભવથી અમને આનંદ તો નજ થયો. ફિરોઝા જેવી રહસ્યમયી રમણીને પરણવાની ઇચ્છા રાખનારે મૃત્યુ સ્વયંવરની છબી પોતાની દૃષ્ટિ સમક્ષ ખડી રાખવી જોઈએ.

અમે બધા અક્ષત–બંદુકની ગોળીઓથી અક્ષત પરંતુ પત્થર અને કાંકરાના ઘસારાથી ક્ષત વિક્ષત–શરીરે છુટકારો મેળવી શકયા. કેવળ દોસ્ત મહમદ નામનો સૌથી નાની ઉમરનો માણસ પીઠમાં ગોળી વાગવાથી મરી ગયો હતો, અને તેનું મડદું એક બાજુ સરકી ગયું હતું. હું પીઠ ઉપરનો ભાર ઉતારી એ બીચારાનું મડદું લઇ આવવા જવા લાગ્યો.

ફિરોજાનો શૌહર બાજખાન બોલી ઉઠયો:–"કેવા મૂર્ખા છો ! લાશ લાવી તમે શું કરશો ? તમારી ગાંસડી ઉપાડી લ્યો. એક મડદાને માટે દારૂગોળાની બરબાદી કરવાની જરૂર નથી."

ફિરોજાએ કહ્યું, "એ મડદાને ફેંકી દો."

હું દોસ્ત મહમદની લાશ ખભા પર ઉંચકી લાવ્યો હતો. એક છાયાવાળી જગ્યાએ મોટા પત્થરની આડમાં મેં એ લાશને ગોઠવી. નિષ્ઠુર બાજખાંએ આગળ આવી પોતાની બંદુકનો કુંદો બિચારા દોસ્તમહમદના માથામાં મારી તેની મૃત્યુની છબી વિશેષ ભયંકર બનાવી દીધી. લાશના વિકૃત મુખ તરફ જોઇ તે બોલી ઉઠયો, "હવે ગમે એવો બહાદુર સિપાહી એને ઓળખી શકશે નહિ."

સાહેબ ! આવા પ્રકારના આનંદને સંતોષનું જીવન મ્હેં સ્વીકાર્યું હતું. સંધ્યાકાળે અમે એક જંગલમાં જઇ પહોંચ્યા અમે આખા દિવસની મહેનતથી લોથપોથ થઈ ગયા હતા. સાથે ખોરાકની કોઇ પણ ચીજ નહોતી, તથા ખચ્ચર અને ઘોડાઓ ઉપર લાવેલો માલ ગુમાવી બેઠા હતા. આવી હાલતમાં બાજ-ખાંએ શું કર્યું એ આપ જાણો છો કે ? તેણે થોડાં સુકાં લાકડાં એકઠાં કરી ચકમકથી દેવતા સળગાવ્યો અને એ દેવતાના પ્રકાશમાં તે એક તાસ બહાર કહાડી ગાજીખાન સાથે રમવા બેસી ગયો. એ બન્ને શયતાન સરખા હતા. થાકથી કંટાળી જઈ હું જમીન ઉપર ચત્તો સુઇ રહ્યો હતો. મારી આંખો ઉપર આસમાની આકાશમાં સંખ્યાબંધ નક્ષત્રો પ્રકાશતાં હતાં. નિર્જન

અરણ્યમાં પડયો પડયો હું કમનસીબ દોસ્તમહમદની વાત વિચાર્યા કરતો હતો, તથા એના જેવી મારી દશા થઇ હોત તો સારૂં એમ મારૂં મન મને કહેતું હતું. ફિરોઝા મારી પાસેજ સુઇ રહી હતી. વચ્ચે વચ્ચે ચુપકીદીથી મને કાંઇ કહેવા આવી હોય એવી રીતે તેણે પોતાનું મ્હોં મારી નજીક લાવી બે ત્રણ વખત મને ચુંબન પણ કરી લીધાં.

મ્હેં તેને કહ્યું, " તું શયતાન છે !"

મારી આ વાત કબુલ કરતાં તેણે કહ્યું:—બેશક !"

થોડા કલાક સુધી આરામ લીધા પછી ફિરોઝા પાછી થલ શહેરમાં ચાલી ગઇ.

બીજે દિવસે સ્હવારે એક જંગલી માણસ અમને રોટી તથા થોડું ગોસ્ત અને દુધ આપી ગયો. એ વસ્તુઓ ફિરોઝાએ મોકલાવી હતી એમ અમે સાંભળ્યું. આખો દિવસ અમે એ જંગલમાં છુપાઇ રહ્યા. રાત પડતાં અંધકારમાં છુપાતા છુપાતા અમે થલ શહેર તરફ રવાના થયા.

શહેરની સરહદ ઉપર જઇ પહોંચી ફિરોઝા તરફથી બાતમી મેળવવાની રાહ અમે જોવા લાગ્યા; પરંતુ તેની સાથે મુલાકાત થઇ નહિ.



# પ્રકરણ ૮ મું.

રાહ જોવામાં રાત વીતી ગઇ અને સ્હવાર થયું. એવામાં અમે એક મેમને ખચ્ચર ઉપર બેસી હાથમાં છત્રી રાખી અમારા તરફ આવતી જોઈ. તેની સાથે બીજા એક ખચ્ચર ઉપર એક દેશી સ્ત્રી બેસીને આવતી હતી. સાથે એક નોકર પણ હતો. પેલી દેશી સ્ત્રી તેમની આયા હોય એમ લાગતું હતું.

તેમને જોતાંની સાથેજ બાજખાન બોલી ઉઠ્યો, "ખુદાએ આપણે માટે બે ઘોડા અને બે સ્ત્રીઓ મોકલી છે. જો ચાર ઘોડા હોત તો ભાગ બરાબર વહેંચી શકાત."

આમ કહી બાજખાને પોતાની બંદુક ઉંચકી લીધી તથા પહાડની દિવાલ સાથે શરીર અડતું રાખી તે નીચે ઉતરવા લાગ્યો. હું અને ગાજીખાન પણ તેના જેવી સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગ્યા. પેલાં ખચ્ચરો અને માણસો નજીક આવ્યાં એટલે અમે છલંગો મારી તેમની પાસે ઉપસ્થિત થયા તથા વજ્ર ગંભીર સ્વરે નોકરને ખચ્ચરો ઉભા રાખવાનો હુકમ કર્યો. અમારો લુંટારાઓના જેવો પોષાક તથા ભયંકર મુખ મુદ્રા જોઇ એ માણસો ભયભીત બની જાય એમાં કાંઇ નવાઇ નહોતું. છતાં મેમ સાહેબ સહજ પણ ભય નહિ પામતાં અમને જોઈ ખડખડાટ હસી પડી ત્યારે અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે હસતાં હસતાં અમારા તરફ જોઇ બોલી ઉઠી.

" કેવા ગધેડાઓ છે; મને મેમસાહેબ સમજી બેઠા છે!

ઘણી અજાયબી સાથે અમે જાણી શકયા કે, એ ફિરોજા હતી! તેણે એવી ચાલાકીથી વેશ બદલ્યો હતો કે, જો તે ઇંગ્રેજી ભાષામાં વાત કરી શકત તો અમે તેને ઓળખી શકત નહિ.

ફિરોજા ખચ્ચર ઉપરથી કુદકો મારી નીચે ઉતરી પડી તથા થોડા સમય સુધી ઘણા ધીમા અવાજે તેણે બાજખાન અને ગાજીખાન સાથે કાંઇ વાતચિત કરી. પછી મ્હારી નજીક આવી તેણે કહ્યું, " અય અજીજેમન! તમને ફાંસીની સજા થતાં પહેલાં ફરીથી આપણી મુલાકાત થશે. કામકાજને લીધે હમણાં હું કુરમ પાસ તરફ જાઉં છું. તમે ઝડપથી લોકોને મુખે મ્હારૂં નામ જાહિર થયેલું સાંભળી શકશો."

અમે નિર્ભયતાથી છુપાઈ શકીએ એવું એક સ્થાન બતાવી ફિરોજા અમારાથી છુટી પડી. ફિરોજા અમારી ટોળીની એક કિંમતી વ્યકિત હતી; તેની બુદ્ધિશકિતથીજ અમે સર્વ સ્થળે નિર્ભય રહી શકતા હતા. વિનાવિલંબે ફિરોજા તરફથી અમને થોડા રુપિયા મળ્યા અને તે સાથે એવી કિંમતી બાતમી મળી કે, બે ઇંગ્રેજો કુરમ પાસની અંદર થઇ મીરાનશા તરફ જવાના છે. 'સમજુને સાન' એ કહેવતને અનુસરી અમે એ નવી બાતમીનો ભેદ સમજી ગયા. અમે ફિરોજાએ આપેલી બાતમીનો સદુપયોગ કર્યો. એ બન્ને ઇંગ્રેજ સાહેબોને લૂંટી અમે ઘણી રોકડ રકમ તથા કિંમતી વસ્તુઓ મેળવી શકયા. બાજખાને તેમને જીવથી મારી નાખવાની ઇચ્છા કરી હતી; પરંતુ મ્હેં તથા ગાજી-

ખાને વચ્ચે પડી બાજખાનની ઇચ્છા રોકી બન્ને સાહેબ પાસેનો સઘળો ભાર લઇ લીધો હતો. અમે તેમના અંગ ઉપરનાં કપડાં સુદ્ધાં લઇ લીધાં હતાં.

સાહેબ ! આપ જાણી શકયા હશો કે, ઇચ્છા નહિ હોવા છતાં સ્થિતિને વશ થઇ માણસ કુકર્મી બદમાશ બની જાય છે. એક સુંદરી તરૂણીના મોહથી તમારૂં માથું ફરી જાય; તમે તેને માટે લડાઈ કરો; લઢાઇમાં ખૂન ખરાબી થાય; એવી સ્થિતિમાં વન જંગલના પહાડી પ્રદેશમાં રખડી રઝળી દસ્યુવૃત્તિથી આ-જીવિકા ચલાવવા સિવાય બીજા કયા માર્ગનું અવલંબન કરી તમે સહિસલામત રહી શકો? પ્રથમ હું ચોરીના માલનો સોદાગર હતો, પરંતુ સંયોગે અને પરિસ્થિતિને લીધે ધીમે ધીમે હું સોદા-ગરમાંથી લૂંટારો તેમજ ધાડપાડુ—બ્હારવટીઓ બની ગયો.

બન્ને ઇંગ્રેજોનો ભાર હલકો કર્યા પછી એ પ્રદેશમાં રહેવું અમને ડહાપણ ભરેલું લાગ્યું નહિ. દેશી માણસોને લૂંટી લેવામાં આવે અગર તો તેમનાં ખૂન કરી નાખવામાં આવે તો તેથી સરકારને કાંઈ સ્નાન સુતક લાગતું નથી; પરંતુ કોઈ ઇંગ્રેજનો જો એક પૈસો પણ છિનવી લેવામાં આવે છે તો ઇંગ્રેજ ગવર્ન-મેન્ટનો કંઠે જીવ આવે છે. તે પોતાની ફોજ, પલ્ટન, બંદુક, મશીનગન, એરોપ્લેન વગેરે મોકલી જાત ભાઇને બચાવી લેવાની કાળજી દર્શાવે છે. એવા પ્રસંગે ખરો ગુન્હેગાર પકડી નથી શકાતો તો નિર્દોષ માણસો ઉપર જુલ્મ ગુજારી, કોમળ બાળકોને પંદર પંદર ગાઉ સુધી ભુખ્યા ભુખ્યા સખ્ત તાપમાં ચલાવી, અસહાય

અબળાઓની આબરૂ લૂંટી ઇંગ્રેજી રાજત્વનાં મહિમા અને પ્રભાવનો સર્વત્ર પ્રચાર કરવામાં આવે છે. અમે પણ ઇંગ્રેજ બચ્ચાઓને લૂટેલા હોવાથી એ સ્થળનો ત્યાગ કરી અફધાનીસ્તાન દેશના ખોસી નામના શહેરમાં જઇ છુપાયા. એ સ્થળે એક પ્રખ્યાત બ્હારવટીઆ–લૂંટારા સાથે અમારી મુલાકાત તથા ઓળખાણ થઈ. એનું નામ અજબખાન હતું; તે લૂંટફાટ કરતી વખતે તથા ધાડ પાડતી વખતે પોતાની સ્ત્રીને પણ સાથે રાખતો હતો. એની સ્ત્રી ઘણી ખૂબસુરત હોવા ઉપરાંત, સભ્ય, શરમાળ તથા પતિભક્તિ પરાયણા હતા; તે કદાપિ પોતાના મુખમાંથી અશ્લીલ વાત ઉચ્ચારતી નહિ. પતિ તરફનો તેનો ગાઢ અનુરાગ પ્રશંસાપાત્ર હતો. સ્ત્રીના આ સઘળા સદ્ગુણોનો બદલો અજબખાન પોતાના દુર્ગુણોથી વાળતો હતો. તે સદા સર્વદા સ્ત્રીનો તિરસ્કાર કરતો. વાતમાં ને વાતમાં તપી જઈ વઢવાડ કરતો હતો. પોતે દુશ્ચરિત્ર થઇ સ્ત્રીની રીતભાત ઉપર સંશય રાખતો હતો. એક વખતે આવા ખોટા સંશયને વશ થઈ સ્ત્રીને તેણે છરાનો ઘા કર્યો હતો, તથા એ કાર્યને લીધેજ તે પોતાની સ્ત્રી તરફથી વિશેષ ભક્તિ, શ્રધ્ધા અને સ્નેહ મેળવી શકયો હતો ! સ્ત્રી જાતિ, તેમાં પણ મુખ્યત્વે કરીને જંગલી સ્ત્રી જાતિ–નો સ્વભાવજ એવો રહસ્યમય હોય છે ! એ સ્ત્રી ગર્વસહિત પોતાના હાથ પર થયેલો ઘા સૌને બતાવતી હતી. જગતમાં એના જેવી બીજી કોઇ સુન્દર દેખાવડી વસ્તુ નથી એમ તે કહી ગર્વ અનુભવતી હતી. અજબખાન દોસ્તદાર તરીકે અગર સોબતી

હરીફ નીચ હતો. એક વખતના શિકારમાં સઘળી માલમત્તા પડાવી લેવાની બહાદુરી તેણે બતાવી હતી અને અમે કેવળ માર ખાધો હતો. એ વાત જવા દઈ હવે હું મુદ્દાની વાત ઉપર આવું છું.

ઘણા દિવસથી ફિરોજાની કાંઇ ખબર નહિ મળવાથી ગાજીખાને કહ્યું, "આપણામાંના એક જણે કુરમ પાસમાં થઇને બન્નુ જવું જોઇએ. તથા ફિરોજા ત્યાં છે કે કેમ, એ વિષયની તપાસ કરવી જોઇએ. આટલા દિવસમાં તેણે જરૂર કાંઇ નવી રસોઇ પકાવી રાખી હશે. બન્નુમાં ઘણા માણસો મને ઓળખતા હોવાથી હું ત્યાં જઇ શકું એમ નથી."

એક ચક્ષુધારી બાજખાન બોલી ઉઠયો:–"મારૂં પણ એમજ કહેવું છે. પેલા લાલમુખા વાંદરાને બન્નુ શહેરમાં મેં ઘણા નાચ નચાવ્યા છે. વળી એક આંખે હું કાણો હોવાથી ગમે એવો વેશ બદલવા છતાં મારી અસલ જાત છુપાવી શકું એમ નથી."

ઇંગ્રેજોને ઉદ્દેશીનેજ બાજખાને લાલમુખા વાનરની ઉપમા વાપરી હતી. છેવટે બન્નુ તરફ જવાનું કામ મારે માથે આવ્યું. ફિરોજાનું દર્શન કરવાની લાલસાથી ખુશ બની જઇ હું બોલી ઉઠયો:–"હુંજ ત્યાં જઇશ. મારે શું કરવું તે કહો."

તેમણે બન્નેએ કહ્યું:–"બન્નુમાં જઇ ચોકની અંદર મેવાવાળા મિરઝાને શોધી કાઢવાથી તેની પાસેથી ફિરોજાનો પત્તો મળશે. ફિરોજા સાથે મુલાકાત થયા પછી શું કરવું તે ફિરોજા પોતેજ તમને સમજાવશે.

અમે ત્રણે જણા ખોસ્તથી રવાના થઈ મિરાનશાહ શહેરમાં આવ્યા. બાજખાન અને ગાજીખાન એ સ્થળે રોકાયા તથા હું મેવાવાળાનો છદ્મવેશ ધારણ કરી બન્નુ તરફ રવાના થયો. રસ્તે એક સરાઈમાં અમારી ઓળખાણવાળા એક માણસે મને ખચ્ચર મેળવી આપ્યું. તેની પીઠ ઉપર તરબૂજ કિસમિસ તથા મેવાનો ભાર લાદી હું બન્નુ તરફ રવાના થયો.



# પ્રકરણ ૯ મું.



બન્નુના ચોકમાં જઇ મેં મિરઝાની શોધ કરી. મિરઝા ત્યાંનો એક નામજાદો મશહૂર માણસ હતો. તેને ઘણા માણસો ઓળખતા હોવા છતાં કોઇને તેના પત્તાની ખબર ન હોતી. તે કદાચ મરી ગયો હશે અગર જેલખાનામાં સડતો હશે એવી ખબર મળી. હું સમજી શકયો કે ફિરોજા એ કારણથીજ અમને કોઈ પ્રકારની તાજી બાતમી મોકલી શકી નહોતી. હું એક સરાઇ-ખાનામાં ઉતર્યો. આખો દિવસ જૂદા જૂદા રસ્તે ફેરી કરી હું મેવા વેચવા લાગ્યો; પરંતુ એ એક છળ હતું. જાનોજીગર ફિરો-જાને જોવાની લાલસાથી હું અધીર બની ગયો હતો. બન્નુ શહેરમાં બલુચી, કાબુલી, વઝીરી, અફ્રિદી, સિંધી, પંજાબી, ઈંગ્રેજ વગેરે ભિન્ન ભિન્ન જાતિના લોકોનો ધંધો છે. કેટલીક રખડેલ ધારાની રમણીઓ પણ મારા જોવામાં આવી. પરંતુ કોઈની ઉપર વિશ્વાસ મૂકી હું ફિરોજાની ખબર પૂછી શકયો નહિ.

બે દિવસ સુધી રખડવા-રઝળવા છતાં મિરઝા અને ફિરો-જામાંથી જ્યારે કોઇનો પણ પત્તો ન લાગ્યો ત્યારે કાંઇ સોદો કરી સોબતીઓ પાસે પાછા ચાલ્યા જવું કે કેમ એ વાતની ચિંતા કરતો કરતો ચોટામાંથી હું ચાલ્યો જતો હતો. સૂર્યનો અસ્ત થયો હતો અને સંધ્યાની ધુસરતા રસ્તામાં છવાઇ જતી હતી. છતાં રાજમાર્ગ ઉપર દીપકો સળગાવવામાં આવ્યા ન હોતા.

એવામાં રસ્તાની સડક ઉપર આવેલા બે મજલાના એક બંગ-
માંથી એક સ્ત્રીએ હાંક મારી, "અય મેવાવાલા !"

મેં જોયું તો સબ્જપરી ફિરોઝા જાણે ઝુલઝુલે પરસ્તાનમાં ઉભી રહી હોય એવા વેશમાં મારી નજરે પડી ! માળ ઉપર છજાની રેલીંગ પાસે ઉભી રહી ગરદન ઝુકાવી તે મને બોલાવતી હતી અને તેની પાસે એક ફાંકડો ઈંગ્રેજ બચ્ચો ઉભો હતો. એ ઇંગ્રેજનો ચ્હેરો ઘણો દમામદાર હોઇ મિલીટરી ઑફીસરના જેવો પોષાક તેણે પહેર્યો હતો. ફિરોઝાનો પોષાક પણ ઘણો ઉમદા હતો. તેના ખભા ઉપર જરીથી ભરેલી એક શાલ હતી. ઘેરવાળો ગુલાબી રંગનો રેશમી ઘાઘરો તેણે પહેર્યો હતો. વચ્ચે વચ્ચે ફુવ્વારા જેવું હાસ્ય કરી તે સાહેબના શરીર ઉપર ઢળી પડતી હતી. એ ઈંગ્રેજે જંગલી રીતની ભાષામાં મને ઉપર બોલાવ્યો. બીબી સાહેબ થોડો મેવો ખરીદ કરશે એમ તેના ભાષણનો સારાંશ હતો. ફિરોઝાએ મારા તરફ જોઈ પુશ્તુ ભાષામાં કહ્યું:— "દિલદાર ! બેફિકર ઉપર ચાલ્યા આવો. પણ સાવધાન ! જે કાંઈ જુઓ તેથી અજાયબ થશો નહિ, કે ક્રોધ કરશો નહિ." જ્યાં ફિરોઝા હોય ત્યાં નવાઇ જેવું ન બને એ અશક્ય હતું. આ વખતે એ રહસ્યમયીને જોઈ હું ખુશી થયો હતો કે દિલગીર એ હું કહી શકતો નથી. સુકલડી લાકડી જેવા શરીરવાળો એક ખાનસામો રસ્તો બતાવી મને બંગલામાં લઇ ગયો; અને ત્યાં જતાંજ જાણે કે ઝુલઝુલે પરસ્તાનમાં પ્રવેશ કર્યો હોય એમ મને લાગ્યું.

એક અત્યંત સુન્દર અને મનોહર ઓરડામાં મને દાખલ

કરવામાં આવ્યો. ફિરોજાએ એ ઓરડામાં દાખલ થઇ પુશ્તુ ભાષામાં કહ્યું, "હોશિયાર અજીજેમન ! તમે પુશ્તુ ભાષા સિવાય બીજી કોઇ ભાષા જાણતા નથી અને મને ઓળખતા પણ નથી એવો ભાગ ભજવજો."

પછી ફિરોજાએ પેલા ઇંગ્રેજ સાહેબ તરફ જોઇ ઉર્દુમાં કહ્યું, "મેં તમને ખરીજ વાત કહી છે. આ માણસ જંગલી કાબુલી છે. વન જંગલમાંથી તે આ તરફ આવ્યો હોય એમ લાગે છે. આ દેશની ભાષા એ બિલ્કુલ સમજી શકતો નથી. બિલાડી દુધ પીવા આવી, ઘરના માલિકને જોઇ જેવી ગભરાય જાય તેવો એ ગભરાઇ ગયો છે."

હું પુશ્તુ ભાષામાં બોલી ઉઠયો, "તું મને બિલાડીની ઉપમા આપે છે ! તારા જેવી બેહયા–બેશરમ–બદમાશ ઔરત કુલ જહાનમાં બીજી એક પણ નહિ હોય. તારા દિલદારની નજર આગળ તરબુજની માફક છરાથી તારૂં ગળું કાપી નાખવાની મને ઇચ્છા થાય છે."

ફિરોજાએ કહ્યું, "તમે મુરખના સરદાર છો. આ લાલમુખા વાનરને જોઇ તમારા મનમાં ઇર્ષાની આગ સળગી ઉઠી છે કેમ ? તમારા ભેજામાં અક્કલ નહિજ આવે કે ? પેલી જીલેરપી ગલીમાં જેવી મૂર્ખતા બતાવી હતી તેવીજ મૂર્ખતા આજે આ બન્નુ શહેરમાં પણ બતાવો છો ! અય બેઅકલ ! હું આપણી ટોળીનું કામ કરવા રોકાયેલી છું અને તે કામ આવા નવ્વાબી કાયદાથી હાંસિલ કરૂં છું એટલું પણ તમે જોઇ શકતા નથી ?!

આ બંગલો મારો થઈ ગયો છે. આ લાલમુખા વાંદરની સઘળી મિલકત પણ મારી થશે. એના નાકમાં દોર પરોવી નચાવતી કુદાવતી હું એને જહન્નમમાં લઇ જઇ શયતાનના હાથમાં સુપુર્દ કરીશ, કે જેથી કરીને કયામતના દિવસ સુધી પણ તે છૂટી શકશે નહિ."

મેં કહ્યું:–"હવે મારી વાત સાંભળ ! જો આવીજ રીતે તું આપણી ટોળીનું કામ હાંસિલ કરતી હોય, તો હું તને સુદ્ધાં જહન્નમના શયતાનના હાથમાં સુપર્દ કરીશ કે જેથી કયામત પહેલાં તું આવો અનાચાર કરી શકે નહિ."

ફિરોજા બોલી ઉઠી,–"તમે મારા શૌહર છો કે આવી રીતે મને ધમકી આપો છો ? મારા કામકાજથી પેલો એક ચક્ષુ બાજખાન ઘણો ખુશી અને રાજી છે. અહિં મારામાં તમે શી બદખ્યિયાલી જુઓ છો કે જેથી ગુસ્સાની આગથી રાતાપીળા બની જાઓ છો ? મારા એક માત્ર દિલદાર આશક થઈને ખુશીમાં રહેવું તમારે માટે મુનાસિબ છે."

ઈંગ્રેજ સાહેબે ફિરોજાને પૂછ્યું, "આ માણસ શું કહે છે ?"

ફિરોજા બોલી, "એ જંગલી છે. તેથી આપણો દમામ જોઇ એના હોશોહવાસ ઉડી ગયા છે. ખરા જીગરથી તે તમને દુવા દે છે."

મારા કથનનો આવો ચમત્કારિક અર્થ કરી ફિરોજા ખડખડાટ હસતી એક ખુરસીમાં આડી પડી.

સાહેબ! જ્યારે એ ચતુર ફિરોઝા હસતી હતી, ત્યારે તેનું હાસ્ય જોઈ તેના કોમળ અંગની હિલચાલ જોઇ બુદ્ધિ શુદ્ધિ દૂર થઈ જતી હતી. પેલો ઇંગ્રેજ સાહેબ પણ ફિરોઝાને હસતી જોઈ પાળેલા વાનરની માફક ખડખડાટ હસતો હતો.

ફિરોઝાએ થોડો દમ લઇને કહ્યું:-"આ બંદરના હાથની આંગળીમાં જે અંગુસ્તરી છે તે જુઓ છો કે? એ તમને પસંદ પડે છે કે? ચાહતા હો તો એ તમને અપાવી શકું તેમ છું."

મેં કહ્યું:–"આ સાહેબ જો શહેર બહાર મને એકાંતમાં મળે તો હું એને મારી તલ્વારનો સ્વાદ બરાબર ચખાડું."

સાહેબ ચમકી ઉઠી બોલ્યો:–"આ માણસ તલ્વારની વાત કેમ કરે છે?"

ફિરોઝાએ ખડખડાટ હસી પડી કહ્યું:–"તલ્વાર! એમની ભાષામાં તલ્વારનો અર્થ તરબુજ થાય છે. એ એમ કહે છે કે, 'સાહેબને હું એક તાજું તરબુજ ખવડાવીશ."

સાહેબ બોલ્યો:–"બહુત અચ્છા! એક આજ દો.–કલ દુસરા તલ્વાર લે આના!"

આ વખતે ખાનસામાએ આવી ખબર આપી, "મેમ સાહેબ! ખાના તૈયાર હય!"

ફિરોઝાનો હાથ સાહેબે પોતાની બગલમાં લઈ પોતાને લકવો થયો હોય એવા ભાવથી ફિરોઝાની મદદથી આગળ ચાલવા માંડયું, તથા ખીસ્સામાંથી એક રૂપિયો બ્હાર કાઢી મારી તરફ ફેંકી કહ્યું:–"મેમ સાબકે લીયે કલ ફિર મેવા લે આના."

ફિરોઝા હસ્યા કરતી હતી. તેણે કહ્યું:-" અઝીઝેમન ! દિલગીર છું કે, આજે હું તમને ખાનાનું નિમંત્રણ કરી શકતી નથી, પરંતુ કાલે સ્હવારે મિલીટરી ફોજનું બ્યૂગલ વાગે એટલે મેવા લઈ તમે આવજો. જુલેખી ગલીના મકાન કરતાં અહિં તમે આનંદની વિશેષ બહાર લૂંટી શકશો; અને એ વખતે હું તમારીજ ફિરોઝા છું એવો તમને યકીન થશે. એ વખતે આપણે આપણી ફરજનું વિવેચન કરી શકીશું."

કાંઇ પણ જવાબ આપ્યા સિવાય હું વિદાય થયો. હું રસ્તાપર આવ્યો, એવામાં સાહેબે છજામાંથી ફરી બૂમ મારી કહ્યું:-" યાદ રખના! કલ ફિર તલ્વાર લે આના! ભૂલના મત!"

પાછો હું હસમુખી ફિરોઝાના હાસ્યનો ધ્વનિ સાંભળી શકયો. હું ચાલ્યો જવા લાગ્યો. કયી તરફ જતો હતો તે તરફ મારૂં ધ્યાન નહોતું. રાત્રે મને ઉંઘ આવી નહિ. સ્હવારે મારો મિજાજ એટલો બધો બગડી ગયો હતો કે વિશ્વાસઘાતિની શમતાની ફિરોઝાને નહિ મળતાં બન્નુ છોડી ચાલ્યા જવાનો સંકલ્પ મેં કર્યો. પરંતુ મિલીટરી ફોજની કવાયતની શરૂઆત સૂચવતું બ્યૂગલ સાંભળવામાં આવતાં મારો સંકલ્પ હવામાં ઉડી ગયો. ખભે મેવાની ઝોળી નાખી ફિરોઝાનું દર્શન કરવાનું લાલસાથી હું ઉઠી ઉભો થયો.



# પ્રકરણ ૧૦ મું.

બંગલા પાસે જતાં ખાનસામો મને અંદર લઇ ગયો. પછી ફિરોજાએ ખાનસામાને તરકારી લેવા બજારમાં મોકલ્યો. એકલાં પડયાં પછી માયાવિની ફિરોજા હસતાં હસતાં મારા ગળામાં પડી. આજના જેવી સુન્દર મનોહર અને મનોરમ તે મને કદાપિ દેખાઈ નહોતી. એક રાણીના જેવો ખુબસૂરત તેનો વેશ હતો. વિલાસનાં સઘળાં સાધનો તેની પાસે મૌજૂદ હતાં. સોના રૂપાની ખાણ ઉપર તે જાણે કે બેઠી હતી, અને રેશમી મખમલનો ગાલીચો તેના ચરણોને ચુંબન કરી જાણે કે ધન્ય થાતો હતો. ફિરોજાનાં મનોહર કપડાંમાંથી તીવ્ર અત્તરની ખુશબો આવતી હતી. આવી એક ખુબસૂરત નાજનીન માટે બહારવટીયા થવામાં પણ મને મારી જીંદગીની સાર્થકતા જણાઇ.

ફિરોજાએ કહ્યું:—"કયા સંબોધનથી બોલાવી હું મારા હૃદયમાં ઉછળી રહેલા પ્રગાઢ પ્રેમનો તમને પરિચય કરાવું એ હું જાણતી નથી. અહીંની સઘળી વસ્તુઓ ભાંગી તોડી આગ સળગાવી વન જંગલના પહાડી પ્રદેશમાં જઇ તમારી માશુક તરીકે રહેવાની મને ઘણી ઇચ્છા થાય છે."

સાહેબ ! એ વખતે ફિરોજાએ મારા તરફ જે દિલ્લગી બતાવી તેનું વર્ણન કરવા મારી જબાનમાં શબ્દો નથી. તે નાચી-ગાઈ-કૂદી પોતાના પોષાકને ફાડી પાગલ બની ગઇ. કંઇક સ્વસ્થ

થયા પછી તેણે કહ્યું:–"દિલદાર દોસ્ત! હું અહિં આપણી ટોળીના કામમાંજ ગુંથાયલી છું. સાહેબ મને સાથે લઇ અહીંથી ડંસાખેલ જશે. ત્યાં મારી એક ઇમાનદાર બ્હેન છે." આમ કહી ખડખડાટ હાસ્ય કર્યાં પછી તે પાછી બોલી:–"અમારા રસ્તાની બાતમી હું તમને અગાઉથી આપીશ. રસ્તામાં તમે હુમલો કરી સઘળી માલમતા લુંટી લેજો. સાહેબને તરબૂજની માફક સાફ કરી નાખવામાં ગફલત થશે તો તે ફરિયાદ કરી આપણી બરબાદીનો માર્ગ લઈ શકશે. માટે કોઈ પણ રીતે તેને જહન્નમનો મુસાફર બનાવવામાં ગફલતી થવી જોઈએ નહિ. વળી તમારે જોખમમાં ઉતરવાની જરૂર નથી. એક ચક્ષુ બાજખાને આગળ હડસેલી તમે થોડે છેટે છુપાઈ રહેજો. એ બાડીઓ બત્રીસ લક્ષણો છે. તે ઘણો હિંમતબાજ અને કામ પતાવવામાં ઉતાવળો છે. તેની બંદુક ઉમદા છે. સમજ્યા?"

મેં કહ્યું:–"એ બાડીઓ બાજખાન મને ગમતો નથી. હું એને ધિક્કારૂં છું. બહારવટીયાઓની બહાદુરી ભરેલી રીતથી દ્વંદ યુદ્ધ કરી એક દિવસે હું તને તેના અધિકારમાંથી મારા અધિકારમાં લાવવા ઇચ્છું છું; પરંતુ બેઇમાની કરવાની મારી ઇચ્છા થતી નથી. કિસ્મતના લેખથી બહારવટીઓ બનેલો હોવા છતાં મેં મારી ઇમાનદારી છોડી નથી."

ફિરોજાએ કહ્યું:–"તમે જંગલી છો. જે કામ સહેલાઇથી થઇ શકે તેવું હોય તેને માટે જીવ જોખમમાં નાખવો એમાં ડહાપણ છે કે? ડાહ્યા માણસો ટાઢે પાણીએજ ખસ કાઢે છે. તમે

મને ચાહતા નથી. જાઓ, તમારી સાથે હું કાંઇ સંબંધ રાખવા ઇચ્છતી નથી તમે ચાલ્યા જાઓ."

તેણે જયારે ચાલ્યા જવાનું કહ્યું ત્યારે હું જઇ શકયો નહિ. તેના કહેવા પ્રમાણે કરવાની કબુલત આપી હુ વિદાય થયો. બે દિવસ સુધી હું બન્નુમાં રહ્યો હતો. ફિરોઝા એવી હિંમતબાજ હતી કે એ બન્ને દિવસે વેશ બદલી સરાઇમાં મને મળવા આવી હતી. એ દિવસ પછી તેને મુબેજ હું ઇંગ્રેજના જવાના રસ્તાની ખબર મેળવી જે સ્થળે અમારી ટોળીના માણસો સંકેત પ્રમાણે રોકાતા હતા તે સ્થળે ગયો. ગાજીખાન અને બાજખાન મારી રાહ જોતા હતા. દેવતા સળગાવી આખી રાત અમે વાતોમાં વીતાડી. મેં બાજખાનને તાસનો એક દાવ ખેલવા બોલાવ્યો. રાજી થઈ તે રમવા બેઠો. બીજી બાજી રમતી વખતે તે લુચ્ચાઇથી મને ઠગે છે એમ મેં તેને કહ્યું એટલે તે હસવા લાગ્યો. તાસ ઉંચકી લઇ જોરથી મેં તેના મોં ઉપર મારી. બાજખાન બંદુક લેવા ઉઠવા લાગ્યો એટલે મેં તેને મારા પગથી દબાવી રાખી કહ્યું:—"બંદુકથી લડવું એ તો બાયલાઓનું કામ છે. દિલાવર મર્દ છરા કે તલવા. રથીજ લડે છે. મેં એમ સાંભળ્યું છે કે, છરો ચલાવવામાં તમે ઉસ્તાદ છો. છરો લઇ મારી સાથે લડો છો કે?"

ગાજીખાન અમને ઠંડા પાડવાની કોશીષ કરતો હતો; પરંતુ મેં બાજખાને કેટલીક મુક્કીઓ લગાવી ઘણો ગુસ્સે બનાવ્યો હતો. ગુસ્સાથી તેની હિંમત વધી ગઇ હતી. તે અને હું એક બીજાના છરા લઇ ઉભા થયા. ગાજીખાનને એક બાજુએ ઉભા રહી ન્યાય-

યુધ્ધ કોને કહે છે તે જોવાનું મેં કહ્યું. અમને ઠંડા પાડવાનો પ્રયત્ન વૃથા છે એમ ધારી તે દૂર ઉભો રહ્યો. શિકાર પકડતી વખતે બિલાડી જેવી રીતે આખું શરીર સંકુચિત કરી કૂદકો મારવાની રાહ જુએ તેવી રીતે બાજખાન નીચો ઉભો રહી હુમલો કરવાની રાહ જોતો હતો. તેના જમણા હાથમાં છરો અને ડાબા હાથમાં ફેંટો હતો. એ ફેંટો હમણાં તેની ઢાલ થયો હતો. હું તેની સ્હામે બહાદુરીથી ઉભો રહ્યો તથા જમણો પગ આગળ લંબાવી ડાબો હાથ ઉંચો કરી, જમણા હાથમાં છરો પકડી ડાબા સાથળ ઉપર તેને ઝુલતો રાખ્યો હતો. એક દાનવના કરતાં પણ હું મને પોતાને વિશેષ બળવાન ધારતો હતો. વિજળીની ચમક માફક બાજખાન મારા ઉપર પડયો એટલે હું જમણા પગના આધારથી તરતજ ફરી ગયો. પોતાના સ્હામે કાંઇ મળી નહિ આવવાથી બાજખાન ચક્કર ખાઇ પડી જતો હતો એવામાં મેં મારો છરો તેના ગળામાં જોરથી ખોસી દીધો. છરો એટલા જોરથી વાગ્યો હતો કે, તે બહાર નહિ નીકળવાથી બાજખાનનું અડધું શરીર જમીનપર અને અડધું શરીર છરાના આધારથી અધ્ધર રહ્યું હતું. મેં જોશથી છરો તેના ગળામાંથી બહાર ખેંચી કાઢયો એટલે બાજખાન જમીનપર તૂટી પડયો. છરાની અણીનો થોડો ભાગ ભાંગી જવાથી તે બાજખાનના શરીરમાંજ રહ્યો હતો. તેના જીવનનો અંત આવી ગયો હતો. ગાજીખાન અફસોસ અને આશ્ચર્યથી બોલી ઉઠયો:–“ અય ખુદા ! કેવો અફસોસ! આ શું થયું ! ”

મેં કહ્યું:—"દોસ્ત! ગભરાશો નહિ. એક ધંધાના બે માણસો એક બીજાની શત્રુતા કરે છે. હું અને બાજખાન સાથે રહી શકીએ એ સ્થિતિ અસહ્ય થઈ પડી હતી. હું ફિરોજાને ચાહું છું. તેના પ્યારપર મારા એકલાનોજ અધિકાર હું ઇચ્છું છું. વળી બાજખાન અને જનાવરમાં કાંઇ ભેદ નહોતો. બિચારા દોસ્ત મહમદની નિષ્ઠુરતાથી તેણે કેવી દુર્દશા કરી હતી, એ તમે ભૂલી ગયા કે? આપણે બન્ને હવે શાંતિથી રહી શકીશું. જીવન ભરણમાં આપણે એક બીજાના જાનિસાર—વફાદાર દોસ્ત નીવડીશું."

ગાજીખાને સંતુષ્ટ થઇ પોતાનો હાથ મારા હાથમાં આપ્યો. ની ઉમ્ર પચાસ વર્ષની થઈ હતી. તેણે કહ્યું:—"તમારા પ્યારને ઇ તમે જહન્નમમાં જાઓ એ સાથે મારે કાંઇ લેવા દેવા નથી. ને તમે બાજખાન પાસે ફિરોજાની માગણી કરી હોત તો એક ાડીની કિમ્મતે ઘણી ખુશીથી તેને તમે વેચાતી મેળવી શકત. વા દો એ વાત. કાલ પેલા ઇંગ્રેજનું શું કરવાનું છે?"

મેં કહ્યું:—"એ કામ હું બજાવીશ. હવે હું આખી દુનિ-ના જવાંમર્દો સાથે ટક્કર ઝીલી શકું એમ છું."

અમે બાજખાનને કબ્રમાં દાટયો તથા એ કબ્રથી બસો થને છેટે અમારો તંબૂ ઠોકયો.

બીજે દિવસે ફિરોજા અને તેનો કેપ્ટન બન્ને ઘોડે ચડી જર થયાં. તેમની સાથે બે નોકર અને એક ખાનસામો માત્ર ણ માણસો હતો.

મેં માજીખાનને કહ્યું:—"ઇગ્રજ બચ્ચાને હું જોઇ લઇશ. બીજા ત્રણ હથિયાર વગરના માણુસોને તમારે સંભાળવાના છે."

ઇગ્રજ ઘણો હિમતબાજ યોધ્ધો હતો. જો ફિરોજાએ તેનો હાથ ખેંચી લક્ષ ન ચુકાવ્યું હોત તો તેની ગોળીથી મારો જીવ જાત. સાહેબ! એ દિવસે ફિરોજા ઉપર મેં ફરીથી જીત મેળવી તથા સોથી પ્રથમ તેને એ બાતમી આપી કે તે એવા બની છે. બધી હકીકત જાણુવામાં આવતાં તેણે કહ્યું, "તમે હમ્મેશાં ગધેડાજ રહેવાના છો. બાજખાને તમારૂં ખૂન કર્યું હોત તો સારૂં થાત! એણે તમારા કરતાં વિશેષ બળવાન માણુસનું ખૂન કર્યું છે—એની પાસે તમારી બહાદુરી કાંઈ ટકી શકત નહિ. એની જીંદગીનો અંત આવ્યો હશે તેથીજ એ મરી ગયો છે; પરંતુ યાદ રાખજો કે, એક દિવસે તમારી જીંદગીનો પણ અંત આવશે."

મેં ફિરોજાને કહ્યું,—"વળી જો તું મારી સતી સાધ્વી પત્નિ નહિ થઈ રહે તો તારા જીવનનો પણ જલ્દી અંત આવશે."

ફિરોજાએ કહ્યું, "બહુ સારૂં. આપણું બન્નેનું કિસ્મત એક બીજાં સાથે બરાબર જોડાઇ ગયું છે એ વાત ઘણા દિવસથી હું જાણી શકી છું; છતાં તે સાથે તમારે એ વાત યાદ રાખવી જોઇએ-કે, નવીન કુંજામાં ફકત બે દિવસજ પાણી ઠંડુ રહે છે!"

સાહેબ! માણસ જ્યારે પોતાની વાત કહેવા માંડે છે ત્યારે બીજાની વાત તેને યાદ રહેતી નથી, મારી આત્મકથાનું આટલું વિસ્તૃત વર્ણન સાંભળતાં આપ કદાચ કંટાળી ગયા હશો. હવે હું મારી આત્મકથા જલ્દી પૂર્ણ કરીશ.



# પ્રકરણ ૧૧ મું.



મેં તથા ગાજીખાને પ્રથમના કરતાં વિશેષ વિશ્વાસપાત્ર કેટલાક માણસોને અમારી ટોળીમાં ભેળવ્યા. મુખ્યત્વે કરીને અમે ચોરીના માલનોજ ધંધો કરતા હતા, તથા અમારી સ્થિતિ જ્યારે તદ્દન લાચાર બની જતી ત્યારેજ અમે વટેમાર્ગુઓને લૂંટી લેતા હતા. વળી વટેમાર્ગુના જીવ ઉપર હુમલો નહિ કરતાં તેની માલમત્તા લૂંટી લઈ અમે છટકી જતા હતા.

ઘણા મહિના સુધી ફિરોજાના સહવાસમાં રહી મેં સુખ ભોગવ્યું. અમારા ધંધામાં ફિરોજાની મદદ ઘણી ઉપયોગી થઇ પડતી હતી. તે સારા સારા શિકારોની બાતમી મેળવી એ બાતમી અમને વખતસર પહોંચાડતી હોવાથી અમે સારો રોજગાર કરી શકતા હતા. ફિરોજા કોઇ વખતે આ શહેરમાં તો કોઇ વખતે પેલા શહેરમાં, એમ જૂદા જૂદા સ્થળે રહેતી હતી; આમ છતાં અમારો સંદેશો મળતાંની સાથે તે અમારી પાસે દોડી આવતી હતી. રસ્તામાં આવેલી કોઇ સરાઇમાં અગર તો પહાડી ખીણમાં અમારી એકાંત મુલાકાત થતી હતી. કેવળ એક વખતે નવચમન શહેરમાં ફિરોજાની રીતભાત જોઇ હું વિચારમાં પડી ગયો હતો. હું જાણતો હતો કે, પોતાની ચતુરાઇ તથા ખૂબસૂરતીથી એ શહેરના એક દોલતમંદ સોદાગરને ફિરોજાએ ઉલ્લુ બનાવી દીધો હતો. બન્નુ શહેરમાં પેલા મિલિટરી સાહેબ સાથે ફિરોજા જેવું

નાટક ભજવી ચુકી હતી તેવુંજ નાટક એણે એ દૌલતમંદ સૌદાગર પાસે ભજવવા માંડયું હતું. ગાઝીખાનનો નિષેધ નહિ માનતાં હું ફિરોઝાની શોધમાં નીકળી પડયો તથા દિવસના વખતે ખુલ્લી રીતે મેં શહેરમાં પ્રવેશ કર્યો. ફિરોઝાનો પત્તો મેળવી હું તેને પુનઃ મારી સાથે લઇ આવ્યો. એ વખતે અમારી બન્નેની વચ્ચે થોડો ઝઘડો પણ થયો.

ફિરોઝાએ કહ્યું, "તમે યાદ રાખજો કે, જ્યારથી તમે મારા આશક મટી શોહર થયા છો ત્યારથી હું તમને પ્રથમની માફક ચાહી શકતી નથી. છુપી રીતે પ્યાર કરવાથીજ મહબ્બતની ખરી મજાહ લૂંટી શકાય છે. શાદીનો અર્થ સ્ત્રી પુરૂષે એક બીજાંની ગુલામી કરવી એવો છે. હું કોઇનો હુકમ વેઠી શકું તેમ નથી. મારી મરજી પડે તેમ સ્વચ્છંદી પંખિણીની માફક વિહાર કરવા ઇચ્છું છું,—હું સ્વતંત્ર, મુકત રહેવા ચાહુ છું! તમે જાણો છો કે મારૂં નામ ફિરોઝા છે. હું આસમાનની માફક મુકત તથા સ્વતંત્ર છું; મારી ગતિને રોકવાનું કાર્ય કોઇથી થઇ શકે તેમ નથી. હું રત્ન જેવી કિમતી સહુના લોભની વસ્તુ હોવા છતાં મને મેળવવાનું કામ દરેકને માટે દુર્લભ છે. હું કાળના જેવી છું, દરરોજ નવીનતાને ચાહનારી છું. તમે હોશિયારી રાખજો; વિશેષ દૂર મને ખેંચી જશો નહિ; ઘણી ખેંચતાણથી મને બાંધવાનો પ્રયત્ન કરશો નહિ. નહિ તો બંધન તદ્દન તૂટી જશે. જો તમે મને વિશેષ હયરાન કરશો તો હું એક એવો માણસ શોધી કાઢીશ કે જે, તમે જેવી બાજખાનની દશા કરી છે તેવી તમારી

દશા કરશે. અગ્નિ શિખા જોઈ રહેવામાંજ સાર છે તેને સ્પર્શ કરવાથી બળી ભસ્મીભૂત થવાય છે એ વાત તમે યાદ રાખજો."

ગાજીખાને વચ્ચે પડી અમારો ટંટો પતાવ્યો; છતાં અમે બન્નેએ એક બીજાં તરફ એવાં કઠોર વચન વાપર્યાં હતાં કે જેના ઘા ઘણા દિવસ સુધી રૂઝાયા નહિ. અમે એક બીજાંના સહવાસમાં પ્રથમના જેવો આનંદ અનુભવી શકતાં નહિ.

થોડા દિવસ વીત્યા પછી મારા કિસ્મતની કમનસીબીનો આરંભ થયો. એકાએક ઈંગ્રેજ સિપાહીઓએ આવી પહોંચી અમારા ઉપર હુમલો કર્યો. ગાજીખાન તથા ટોળીના બીજા બે માણસો માર્યા ગયા. તથા બે માણસો કેદ પકડાયા. હું પોતે પણ ઘણો જખ્મી થયો હતો તથા એ વખતે મારા નમકહલાલ ઘોડાની મદદ મને ન મળી હોત તો હું પણ દુશ્મનોના હાથમાં જરૂર સપડાત. પરિશ્રમથી થાકી જઈ તથા બંદુકની ગોળીથી ઘાયલ થઇ હું મરણતોલ હાલતમાં જંગલમાં જઈ છુપાયો. ટોળીનો ફક્ત એકજ માણસ મારી સાથે હતો. ઘોડા ઉપરથી નીચે ઉતરી પડતાંની સાથેજ હું બેહોશ બની ગયો. જખ્મી થયેલી ખિસકોલી માફક હું પણ જંગલના એક ખુણામાં પડી રહી કાળનો શિકાર થઇશ એમજ મને લાગ્યું. અમારો સાથી નિર્જન જંગલમાં આવેલી અમારા પરિચયની એક ગુહામાં મને રાખી ફિરોજાને શોધવા ચાલ્યો ગયો. એ વખતે ફિરોજા ગુમાનપાસની અંદર થઇ ડેરાઈસ્માઈલખાં શહેરના સૌદાગર સાથે કારભાર ચલાવતી હતી. ખબર મળતાંની સાથે તે મારી પાસે દોડી આવી. પંદર દિવસ

સુધી એક ક્ષણ માટે પણ તે મને છોડી ગઈ નહિ, તથા એ પંદર દિવસમાં ક્ષણ માટે પણ તેણે આંખ મીંચી નહિ. એ એટલી બધી લાગણીથી મારી સારવાર કરવા લાગી કે કોઈ પ્રિય-તમા પોતાના પ્રાણાધિક પ્રિયતમ માટે એટલી બધી તકલીફ ઉઠાવે નહિ. જે દિવસે હું બિછાનું છોડી ઉઠી શક્યો તેજ દિવસે ફિરોજા છુપી રીતે મને ડેરાઇસ્માઇલખાં શહેરમાં લઈ ગઈ. એ શહેરમાં જે મિલિટરી ઑફિસરને મને પકડવાનું કામ સોંપવામાં આવ્યું હતું તેના બંગલાથી પચાસ હાથને અંતરે આવેલા બંગલામાં દોઢ મહિના સુધી હું છુપાઈ રહ્યો. બારીના પર્દા પાછળથી ઘણી વખતે મને પકડવા માટે અધીર બનેલા સાહેબને રસ્તા ઉપરથી જતો આવતો મેં જોયો હતો. રોગશય્યામાં સૂતાં સૂતાં પુષ્કળ વિચારોને અંતે મેં એવો સંકલ્પ કર્યો હતો કે, "આવું જીવન હવે મને ગમતું નથી; જીવનને સુધારી બીજા કોઈ સન્માર્ગે ચાલી હું મારૂં આયુષ્ય વીતાડવાનો પ્રયત્ન કરીશ." મેં ફિરોજાને કહ્યું, "ચાલ, આપણે આ દેશ છોડી અફઘાની-સ્તાન કે તુર્કસ્તાનમાં ચાલ્યાં જઈએ અને સન્માર્ગે જીંદગી ગુજારીએ." ફિરોજાએ મારી એ વાત સાંભળી વિકટ હાસ્ય કરી મારી એ વાત ઉડાવી દીધી. તેણે કહ્યું, "ઇશ્વરે આપણને મજુરી કરવા માટે પયદા કર્યાં નથી; પારકે પૈસે પરમાનંદ કરવા માટેજ આપણે ઉત્પન્ન થયાં છીએ. મેં ડેરાઇસ્માઇલખાંના સોદાગર કાસમખાન સાથે સાધારણ કારભારની ગોઠવણ કરેલી છે. થોડો માલ છુપી રીતે કાબુલમાં પહોંચાડવાનો છે; કાસમખાન

તમારી મદદ મેળવવાની રાહ જોઇ બેઠો છે. તમે જીવતા છો એ વાત તે જાણે છે; તમારી એને સંપુર્ણ ખાત્રી છે. તમે જો મારી આ વાત નહિ માનો તો પછી હું કોઇને મારૂં મ્હોં બતાવી શકું એવો માર્ગ રહેશે નહિ."

હું જાદુગરી ફિરોજાના મોહમંત્રને વશ થયો તથા ફરી પાછી મેં બદમાશી કરવા માંડી.

હું જયારે ડેરાઇસ્માઇલખાં શહેરમાં છુપાઇ રહ્યો હતો ત્યારે ત્યાં એક સરકસ આવ્યું. ફિરોજા એ સરકસનો ખેલ જોઇ આવી એક નવજવાનની ઘણી તારીફ કરવા લાગી. તેણે કહ્યું, "એ નવજવાનં વાઘ સાથે રમત કરે છે; તેનું નામ જાલિમખાન છે; તેની ઉમ્મર પચીસ વર્ષની છે; તે કયાંનો રહેવાસી છે. એ પણ હું જાણું છું."

ફિરોજાની એ વાત સાંભળી મારા મનમાં સંદેહ ઉપજયો. ગફુરખાન નામનો જે સાથી મારી બીમારીના વખતથી મારી પાસે હતો તેણે એક દિવસે મને કહ્યું કે, શહેરના એક કોફીખાનામાં તેણે ફિરોજાને જાલિમખાન સાથે હસી હસીને વાત કરતાં જોઇ છે. એ વાત સાંભળી હું બીહીધો. મેં ફિરોજાને પૂછયું, "એ પહેલવાન સાથે તારી ઓળખાણ કયાંથી કેવી રીતે થઇ છે?"

ફિરોજાએ કહ્યું, "એ એક એવો દોલતમંદ માણસ છે કે તેની સાથે આપણે લાભ થાય એવો કાંઇ રોજગાર કરી સકીએ તેમ છીએ. એ સરકસવાળા પહેલવાને મુજફરગઢના નવાબના વરતમાં પકડેલા વાઘ સાથે લઢાઇ કરી સો રૂપિયાનું ઇનામ

મેળવ્યું છે. હવે આપણે માટે બે રસ્તા છે. એક રસ્તો એ સો રૂપિયા સાથે તેને આપણી ટોળીમાં ભેળવી દેવાનો છે. એ ઘણો બળવાન તથા હિમ્મતબાજ જવાન છે. આપણી ટોળીના ઘણા માણસો માર્યા ગયેલા હોવાથી નવા માણસોની ભરતી કરવાની જરૂર છે. એ પહેલવાનને તમે આપણી ટોળીમાં શામીલ કરો."

મેં કહ્યું, "મને એના પૈસા જોઇતા નથી તથા હું એને આપણી ટોળીમાં શામીલ કરવા ઇચ્છતો નથી. વળી એની સાથે વાતચિત નહિ કરવાનો અને કોઇપણ પ્રકારનો સંબંધ નહિ રાખવાનો હું તને હુકમ કરું છું."

ફિરોજા બોલી ઉઠી; "જે કામ કરવાની મને ના પાડવામાં આવશે એ કામ કર્યા સિવાય મને ચેન પડશે નહિ."

સદ્‌ભાગ્યે જાલિમખાન પેશાવર તરફ ચાલ્યો ગયો. અને હું સોદાગરનો માલ કાબુલ પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં રોકાયો. એ કામમાં મારે તથા ફિરોજાને ઘણી ચાલાકી વાપરવી પડી હતી અને પરિશ્રમ ઉઠાવવો પડયો હતો. હું પહેલવાન જાલિમખાનની વાત ભૂલી ગયો. ફિરોજાને પણ એ વાત યાદ હોય એમ લાગતું ન હોતું, કારણ કે હવે તે એ જાલિમખાનની વાત કાઢતી ન હોતી. ત્યાર પછી સાહેબ! આપની સાથે મારી મુલાકાત થઈ હતી; પ્રથમ પેલા ઝરણા પાસે અને પછી પાછા ડાકકા શહેરમાં આપણે મળ્યા હતા. આપણી છેલ્લી મુલાકાત સંબંધી હું કાંઇ કહેવા ઇચ્છતો નથી; કેમ કે એ સંબંધીની આપને મારા કરતાં વિશેષ માહિતી છે. ફિરોજાએ છેડાસહિત આપની ઘડીઆળ ચોરી

લીધી હતી. તે આપની પાસેની રોકડ રકમ અને હાથમાંની વીંટી પડાવી લેવા અધીર બની ગઇ હતી. એ કારણથીજ અમારી બન્નેની વચ્ચે ઝઘડો થતો હતો. કોઇ પણ રીતે ફિરોજાના લોભને શાંત નહિ કરી શકવાથી મેં તેને મારી હતી. જો જીંદગીમાં કોઈ પણ વખતે ફિરોજા રડી હોય તો એ પહેલોજ વખતે રડી હતી. તેનાં કાજળથેરાં નયનોમાંથી સરી જતી અશ્રુધારા જોઈ મારૂં દિલ ગળી ગયું. મેં તેનો પાસે વારંવાર ક્ષમા માગી; પરંતુ આખા દિવસમાં તેનો ક્રોધ સહજ પણ શાંત થયો નહિ. જમરૂદ જવાનું કહી હું તેની પાસેથી વિદાય લઇ ચુંબન કરવા ગયો, તે વખતે તેણે મ્હોં ફેરવી લીધું અને મને ચુંબન કરવા દીધું નહિ. હું ઉદ્વિગ્ન ચિન્તે રવાના થયો; પરંતુ અજાયબીની સાથે ફિરોજાને બે દિવસ પછી મારી સામે હાજર થયેલી જોઇ. એનો પ્રથમનો સ્વભાવ બદલાઈ ગયો હતો. તે બુલબુલના જેવી ચંચળ અને નાચગાનમાં મશગુલ હતી. સઘળો વિરોધ, સઘળો વિષાદ; આનંદ અને પ્રેમના તરંગોમાં છુપાઇ ગયો. અમે નવદંપતિએ બે દિવસ આનંદમાં પસાર કર્યા. છુટાં પડતી વખતે તેણે કહ્યું, “પેશાવરમાં એક જબરો જલ્સો છે. હું તે જોવા જાઉં છું. કોઇ માલદાર શિકાર મળી આવશે તો હું તમને બાતમી આપીશ.”

મેં તેને જવા દીધી. તેના વિદાય થઇ ગયા પછી હું જલ્સાની વાત વિચારવા લાગ્યો. વિચારોના વમળમાં જેમ જેમ હું ઉંડો ઉતરવા લાગ્યો, તેમ તેમ ફિરોજાની શયતાની સમજાવા લાગી. તે પોતાની ખુશીથી મારા ઉપર મારી હિંસાને બદલે પ્રતિહિંસા લેવા

આવી હતી. અગાઉ પણ તેણે કહ્યું હતું કે, તેનું નામ ફિરોજા છે. એ પિરોજી રંગ આસમાનના જેવો મુક્તસ્વાધીન–પકડી ન શકાય એવો અને બંધનમુક્ત છે. એ જ્યારે પોતાની ઇચ્છાથીજ મારી પાસે આવી હતી, ત્યારે વેર વાળવાનો ઉલ્લાસજ તેને મારી પાસે ખેંચી લાવ્યો હતો એમ હવે હું સમજી શકયો. એક મુસાફરે મને ખબર આપી કે પેશાવરમાં શેરની લડાઇ થવાની છે. મારૂં આખું શરીર ગુસ્સાની આગથી તપી ગયું. ઘણી ઝડપથી ફિરોજાનો પાછળ પાછળ હું પેશાવર જઈ પહોંચ્યો. મેળાની અંદર તંબુ ઠોકી શેરની લડાઈ બતાવવામાં આવતી હતી. એક ટીકીટ ખરીદી હું તંબુમાં દાખલ થયો તો વાઘના પાંજરા પાસે તંબુને એક કિનારે ફિરોજા બેઠેલી મારી નજરે પડી, અને પેલો જાલિમખાન પ્રેક્ષકોને વાઘની રમત બતાવતો હતો. ફિરોજાના હાવભાવ જોતાં હું તેનાં અંતરને ઉકેલી શકયો. બીજી તરફથી જાલિમખાન પણ ફિરોજાનેજ પોતાની શેરમર્દી બતાવતો હોય એવો અભિનય ભજવતો હતો. આનંદ અને ઉલ્લાસથી હલકો બની તે જાણે કે વાયુમાં વિચરણ કરતો હતો. તે બેદરકારીથી વાઘને ખેલાવતો હતો. કારણ કે, તેનું મન અને આંખો ફિરોજા તરફ આકર્ષાયેલાં હતાં. વાઘના તરફ ધ્યાન આપવાનો તેને અવકાશ નહોતો. તેની બેદરકારીનો લાભ લઇ વાઘે વેર લેવા માટે વિકાળ મૂર્ત્તિ ધારણ કરી, જાલિમખાનપર હુમલો કરી તેને કાબુ કર્યો. ફિરોજા બેઠી હતી, તે તરફ નજર કરી, તો ત્યાં કોઇ નહોતું. તેની તપાસ કરવા જાઇ શકાય એવો માર્ગ નહોતો. તંબુમાં જમા થયેલા

સઘળા લોક આગળ ધસવાનો પ્રયત્ન કરતા હતા. હું એ ગિર્દીમાં દબાઇ ગયો હતો. બહાર નીકળવાને અશક્ય હોવાથી ના છૂટકે મારે રાહ જોવી પડી. જાલિમખાનના સરકસના માણસોએ ઘણી મહેનતે વાઘને જખ્મી કરી જાલિમખાનનો તેના પંઝામાંથી ઉધ્ધાર કર્યો. વાઘ ને ખેલાડી બન્ને જખ્મી થવાથી રમત ભાંગી પડી. બહાર નીકળ્યા પછી થોડા સમય સુધી મેં ફિરોજાની શોધ કરી; પરંતુ કોઇ પણ સ્થળે તે નજરે નહિ પડવાથી પેશાવરમાં ઉતરવા માટે જે સરાઇ અમે નક્કી કરી રાખી હતી, એ સરાઇમાં હું ગયો. સંધ્યાકાળનો સકળ સમય ચુપકીદીથી રાહ જોવામાં પસાર થઇ ગયો. મધ્યરાત્રિ વીતી ગયા પછી લગભગ બે વાગે ફિરોજા પાછી ફરી અને સરાઇમાં મને જોઈ વિસ્મિત બની ગઇ.

મેં તેને કહ્યું:–"મારી સાથે ચાલ."

માથું હલાવી તેણે કહ્યું:–"ભલે, ચાલો."

હું મારો ઘોડો લઇ આવ્યો તથા મારી આગળ ફિરોજાને બેસાડી બન્ને જણાં એક ઘોડા ઉપર સવાર થઈ સરાઈમાંથી અમે ચાલી નીકળ્યાં. આખી રાત અમે માર્ગ કાપ્યો. રસ્તામાં કોઇએ એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ.



# પ્રકરણ ૧૨ મું.

સાહેબ ! જે સરાઇમાં આપની સાથે એક રાત ગુજારવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, તથા જે સ્થળે આપે દયા લાવી આપના ભોમીઆની વિશ્વાસઘાતકતામાંથી મારૂં રક્ષણ કર્યું હતું, એ સરાઇમાં પ્રભાતકાળે અમે જઇ પહોંચ્યા. મેં ઘોડાપરથી નીચે ઉતરી ફિરોજાને ઉતારી કહ્યું:—"ફિરોજા, સાંભળજે કાંઇ થઈ ગયું છે એ સંબંધીનો કદાપિ હું કાંઇ ઉલ્લેખ કરીશ નહિ. ગઇ ગુજરી હું ભૂલી જઇશ. કેવળ કસમ ખાઇ એટલી વાત કબુલ કર કે, પાપી જીંદગી ગુજારવી છોડી મારી સાથે તુર્કસ્તાનમાં આવી તું શાંતિમય ગૃહસંસાર માંડી સન્માર્ગથી વર્તીશ."

ગુસ્સે ભરાઇ ફિરોજાએ કહ્યું:—"મારે તુર્કસ્તાન તરફ આવવું નથી. હું અહીં મજાહમાં છું."

મેં કહ્યું, "ખરી વાત છે. જાલિમખાન નજીક હોવાથી તું મજાહમાં હોય, એ સ્વાભાવિક છે. છતાં એટલી વાત યાદ રાખજે કે, જાલિમખાન જીવતો ઉઠશે તો પણ હવે તેની ખુબસૂરતી-બદસૂરતીમાં બદલાઇ જશે અને તેની તાકાત ઘટી જશે. હું તને ખરૂં કરૂં છું કે, તારા આશકોના ખૂન કરતાં કરતાં હું હયરાન અને પરેશાન થઈ ગયો છું. હવે તો તારૂંજ ખુન કરી હું તારી યારબાજીને તથા ચાલબાજીને ખતમ કરીશ."

ફિરોજા સળગતા અંગારા જેવી આંખોથી મારા તરફ જોઈ

બેદરકારીથી બોલીઃ–" હું પ્રથમથીજ જાણું છું કે તમે મારૂં ખૂન કરશો. જે દિવસે તમારી સાથે પ્રથમ મિલન થયું તે દિવસેજ તમે ખૂનના ગુન્હા બદલ મને ગિરફતાર કરી હતી. પછી જે દિવસે તમે મારૂં પ્રથમ નિમંત્રણ સાચવવા આવ્યા તે દિવસે દ્વાર ઉઘાડતી વખતે સૌથી પ્રથમ મારી નજર મુલ્લાં ઉપર પડી હતી. મુલ્લાં એ વખતે મારા દુર્ભાગ્ય યોગને દર્શાવતા રસ્તેથી પસાર થતા હતા આજે પેશાવરથી આવતી વખતે પણ મેં એક ખિસકોલીને ઘોડાના પેટ નીચે પસાર થઇ જતાં જોઈ છે. આ સઘળા અશુભ શુકનો ઉપરથી હું સાફ સમજી શકું છું કે, તમારા હાથેજ મારું ખુન થશે."

મેં કહ્યું, " ફિરોજા, સાચું કહે જોઈએ કે તું મને ચાહતી નથી ?"

તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. જમીન પર બેસી જઈ આંગળીના નખથી તે માટી ખોતરવા લાગી. ગદ્ગદ્ કંઠે મેં કહ્યું, " ફિરોજા, આવું સંશયી અને અશાંતિમય જીવન બદલી, જે સ્થળે આપણામાં વિયોગ ન રહે અને નિર્ભયતાથી શાન્તિમાં જીવન ગુજારી શકીએ એવા સ્થળે મારી સાથે ચાલ: આપણે સુખમાં આયુષ્ય વીતાડી શકીએ એટલી રકમ મેં અહીં એક સ્થળે દાટી રાખી છે એ તું સારી રીતે જાણે છે."

ઘણા તેજ સ્વરે ફિરોજાએ કહ્યું, " પહેલી હું, પછી તમે આમ બનશે એ હું ઘણા દિવસથી જાણતી હતી."

મેં ફરીથી કહ્યું, "ફિરોઝા! પૂરતો વિચાર કરી જો. આપણે બન્ને આપણી સહનશક્તિની હદ ઓળંગી જવા લાગ્યાં છીએ. તું તારા મનને સ્થિર કર. હું પણ આજે આ પાર કે પેલે પારનો નિશ્ચય કરી નાખવા ઇચ્છું છું!"

ફિરોઝાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. હું તેને એકલી મૂકી નજીક આવેલી એક મસ્જીદમાં ગયો. મુલ્લાં નમાજ પઢી કુરાન વાંચતા હતા. મુલ્લાંના મુખથી મેં એમ સાંભળ્યું કે, "બિસ્મિલ્લાહ, અય રહમાન, અય રહીમ! ગમે તે ગુણાનુવાદ કેમ ન હોય, સઘળા ગુણાનુવાદ જ્ઞાનગોચર સકળ પદાર્થના પાલન કર્તા અલ્લાની પ્રશંસા સિવાય બીજા કોઇના ગુણાનુવાદ નથી. તે આ લોકમાં દયા દર્શાવનાર અને પરલોકમાં અકલ્પનીય દાન દેનાર છે. મરણ પછી જ્યારે માણસોનાં કર્મનો વિચાર થશે ત્યારે તેઓજ એ વિચાર કરશે. હે સમસ્ત જગતના પાલન કર્તા! હે કર્મફળ દાતા પરમેશ્વર! અમે કેવળ તમારીજ ઉપાસના કરીએ છીએ તથા કેવળ તમારીજ મદદ મેળવવાની ઇચ્છા રાખીએ છીએ. હે અલ્લા! આ લોક અને પરલોકમાં અમારૂં કલ્યાણ થાય અમારામાં જ્ઞાનબુદ્ધિનો પ્રકાશ થાય એવા સરળ માર્ગે અમને લઈ જાઓ. જેમના ઉપર તમે દયા દર્શાવી હોય તેમનાજ માર્ગ ઉપર અમને ચલાવો. જેમના ઉપર તમે અસંતુષ્ટ હો, જેઓ માર્ગ ભૂલ્યા હોય તેમના અવળા માર્ગ કરતાં તદ્દન જૂદા સરળ માર્ગે અમને લઇ જાઓ......"

મુલ્લાં પાઠપૂજા કરી રહ્યા ત્યાં સુધી હું એ સ્થળે ઉભો

રહ્યો. પ્રાર્થના કરવાની મને પણ ઇચ્છા થતી હતી છતાં મારું ચિત્ત એટલું બધું ચંચળ બની ગયું હતું કે, હું પ્રાર્થના કરી શક્યો નહિ. મુલ્લાં ઉઠયા એટલે મેં તેમની પાસે જઇ કહ્યું, "મહાનુભાવ! એક સંકટમાં સપડાયલા માણસના કલ્યાણ માટે આપ દયા લાવી થોડી પ્રાર્થના કરશો કે?"

મુલ્લાંએ કહ્યું, "બચ્ચા! હું જગતનાં સઘળાં દુઃખી માણસોને માટે ખુદાની બંદગી કરું છું તથા સહુના ભલા માટે તેમની દુવા માગું છું. અલ્લાએ કહ્યું છે કે, 'મારી પાસે પ્રાર્થના કરો; હું તમારી પ્રાર્થના પૂર્ણ કરીશ.'

મેં કહ્યું, "જે આત્મા વિના વિલંબે સૃષ્ટિ કર્તાના ચરણોમાં જઇ પહોંચનાર છે તેના કલ્યાણ માટે આપ પ્રાર્થના કરી શકશો કે?"

મારા મુખ તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહી મુલ્લાંએ કહ્યું, "જરૂર કરીશ"

પછી મારા મનની વ્યાકુળતા જોઇ મુલ્લાંએ પુછયું, "ભાઇ! પહેલાં મેં તમને કોઈ સ્થળે જોયા હોય એમ લાગે છે."

મેં એ વાતનો કાંઈ ઉત્તર નહિ આપતાં તેમની પાસે એક સોનામહોર મૂકી કહ્યું, "ફરીથી આપ ક્યારે નમાજ પઢશો?"

તેમણે ઉત્તર આપ્યો, "અડધા કલાક પછી. બચ્ચા સાચી વાત કહે જોઇએ કે તારા મનમાં કાંઇ દુઃખ થાય છે? અલ્લા સઘળું જોઇ શકે છે. તેમની પાસે કાંઇ છુપાવવાની કોશિષ

કરીશ નહિ."

મારૂં મન ઘણું વ્યાકુળ બની ગયું તથા રડી દેવાશે એમ મને લાગ્યું. દુઃખિત કરે કહ્યું, "આપ નમાજ પઢશો એ વખતે હું પાછો આવીશ.

મસ્જિદ બહાર નીકળી થોડે દૂર જઈ હું એક સ્થળે ઘાસ ઉપર સુઈ ગયો. મુલ્લાંની નમાજ પૂરી થતાં હું સરાઈમાં પાછો ફર્યો, ફિરોજા નાસી ગઇ હશે, એમ ધારી મને હવે આનંદ થતો હતો. પરંતુ સરાઇમાં જઇને જોયું તો તે શેતાની પ્રથમની જગ્યાએજ બેસી રહી હતી. મારી કોઇ પણ ધમકીથી આજ સુધીમાં તે કદાપિ ભય પામી ન હોતી. ભય કોને કહે છે એ તે જાણતી ન હોતી. તે ગણગણ અવાજ કરી મંત્ર પઢતાં પઢતાં એક લાકડીથી જમીન ઉપર આડા અવળા લીટા ખેંચતી હતી.

મેં તેને કહ્યું, "ફિરોજા, તું મારી સાથે આવીશ કે ?"

કાંઇ ઉત્તર નહિ આપતાં તે ઉઠી ઉભી થઇ. હાથમાંથી લાકડી દૂર ફેંકી દઇ, માથે ઓઢણું ઓઢી તે મારી સાથે આવવા તૈયાર થઈ. ઘોડો લઇ આવી હું સવાર થયો, તથા આ વખતે ફિરોજા મારી પાછળ બેઠી. અમે રવાના થયાં.

થોડે દૂર ગયા પછી મેં કહ્યું, 'ફિરોજા, મારી જાન, તું મારી સાથે આવીશને ?',

ફિરોજાએ કહ્યું:—" હા, તમારી સાથે હું મૃત્યુના મુખમાં જરૂર આવીશ. હવે તમારી સાથે હું જીવતી રહી શકું તેમ નથી."

અમે એક નિર્જન પહાડના છેડા પાસે જઈ પહોંચ્યાં હતાં. લગામ ખેંચી ઘોડાને મેં ઉભો રાખ્યો. ફિરોજાએ પુછયું:-"આ કેકાણે કે?"

આમ કહી તે ઘોડાની પીઠ ઉપરથી નીચે કૂદી પડી અને માથા ઉપરનું ઓઢણું મારા પગ પાસે ફેંકી દઈ, કમર ઉપર બન્ને હાથ રાખી, સ્થિર દષ્ટિથી મારા તરફ જોઇ જડભાવથી પત્થરની પુતળી માફક ઉભી રહી.

હું ઘોડા પરથી ઉતરી પડયો એટલે તેણે કહ્યું:-"હું જાણું છું કે, તમે મારૂં ખુન કરશો. એ આપણા કિસ્મતના લેખ છે. છતાં મરણનો ડર બતાવી કોઇ પણ પ્રકારે તમે મને તમારે વશ કરી શકશો નહિ. હું કહી ચૂકી છું કે, મારું નામ ફિરોજા છે. ફિરોજા રત્નની માફક હું લોભની સામગ્રી છું. હું ફિરોજા આસ્માન જેવી સ્વતંત્ર છું. હું કામના જેવી ફી-રોજા નિત્ય નવા નવા વિકાસ કરવા વાળી છું. નવીનતાનો મારો મોહ દૂર થઈ શકે તેમ નથી. જે ફી-રોજા હોય છે, તે કદાપિ પુરાતન થતી નથી. તે હમ્મેશાં તાજી રહે છે."

મેં કહ્યું:-ફિરોજા, આવું ગાંડપણ ન કર. આવી દિવાની ન થા. મારી વિનંતી સ્વીકાર, ગઇ ગુજરી ભૂલી જા. અને ભૂલી જવા દે. તારે માટે મેં કેટલું દુઃખ વેઠયું છે, એ તું જાણે છે. તારે માટેજ મેં ઇજ્જત, ઇમાન, નેક નામ, આબરૂ, સ્વભાવ, ચરિત્ર, ધર્મ, કર્મ, અલોક, પરલોક વગેરે સર્વનો નાશ કર્યો છે; પગલે પગલે જીંદગીને જોખમમાં નાખી છે, તારા મોહથી હું

ખુની બહારવટીઓ બન્યો છું. તારા રૂપના સર્વસ્વ વિનાશક નશાથી હું માત્ર અને જ્ઞાનહીન બન્યો છું. મારી ફિરોજા, મારી જીંદગીનો નાશ ન કર. મારા હાથમાંથી તું તારી જાતને બચાવ અને તે સાથે મને પણ બચાવવા દે. મેં કેટલાં ખુન કર્યાં છે! હવે આ હત્યા અને આત્મહત્યા ન કરાવ."

ફિરોજાએ ગંભીર બની કહ્યું:–' મીરખાન! જે કાર્ય થઇ શકે તેમ નથી, તે કરવાનું કહેવાથી કાંઇ લાભ નથી. હવે હું તમને બિલકુલ ચાહતી નથી. તમારા હૃદયમાં મારે માટે હજી પણ પ્યાર છે, તેથીજ તમે મારૂં ખુન કરવા ઇચ્છો છો. જૂઠું બોલી હું તમને ઘણી સહેલાઇથી છેતરી શકત; પરંતુ વારંવાર એવી તકલીફ ઉઠાવવી મને પસંદ નથી. આપણા સઘળા સંબંધનો અંત આવ્યો છે. તમે સ્વામી છો; સ્રીનું ખુન કરવાનો તમને સંપુર્ણ અધિકાર છે; પરંતુ ફિરોજા–સ્વાધીન–સ્વચ્છંદી અને મુક્ત છે! તે સ્વાધીનતામાં જન્મી હતી અને સ્વાધીનતામાંજ મરશે."

મેં પુછ્યું:—"ત્યારે તું જાલિમખાનને ચાહે છે કે?"

ફિરોજાએ કહ્યું:–"હા, થોડા દિવસ માટે જેવી રીતે તમે મને ગમ્યા તેવી રીતે એ ગભરૂ જવાન મને ગમ્યો હતો, એ વાત હું કબુલ કરૂં છું. તમારા કરતાં એને માટે ગાઢી લાગણી ઉપજી હતી એ પણ હું જાણું છું. હવે મારાં મનમાં કોઇના તરફ સહજ પણ માયા નથી–આકર્ષણ નથી–અનુરાગ નથી. ખરૂં પૂછો તો આટલા દિવસ સૂધી તમને ચાહતી હતી એ વાતના વિચારથી

મને મારી જાત પર ધિક્કાર છૂટે છે.''

સાહેબ ! તમે હિંદુ લોકો જેવી રીતે દેવતાના ચરણોમાં ઝુકી પડો છો, તેવી રીતે હું એ પ્રાણીના ચરણોમાં નમી પડયો. તેના હાથ પકડી મેં કાલાવાલા કર્યાં. અશ્રુજળથી મેં તેનાં ચરણો ધોઇ નાંખ્યા. અમે બન્નેએ એકઠાં રહી જે આનંદ મેળવ્યો હતો, તેની સ્મૃતિ એના અંતરમાં ઉપજાવવાનો પ્રયત્ન કર્યો—એને ખુશી રાખવા માટે જીંદગી સુધી લૂંટફાટ કરવા કબુલ થયો—ટુંકમાં કહું તો મેં મારાથી બનતા સઘળા પ્રયત્ન અજમાવી જોયા. દેહ, મન, આત્મા, આલોક અને પરલોક સઘળું વગર વિચારે સમર્પણ કરી, કેવળ તેના પ્રેમની ભિક્ષા માગી; પરંતુ તેણે શું કહ્યું એ તમે જાણો છો ? તેણે કહ્યું:—''શયતાનને ચાહી શકું તોજ હવે તમને ચાહી શકું. હું તમારી સાથે રહી શકું તેમ નથી.''

સર્વનાશના નશાથી મારૂં કાતરીયું ગેબ થઇ ગયું હતું, તથા આ પાર કે પેલીપાર એજ વિચાર મારા ભેજામાં ઘુમી રહ્યો હતો. ફિરોજાનો ઉત્તર સાંભળી મારા શરીરમાં પગથી માથા સુધી ભયંકર આગ સળગી ઉઠી. કમરબંધ સાથે મિયાનમાં ઝુલી રહેલી તેજધાર કટારને મેં બહાર ખેંચી કાઢી. કટાર જોઇ ફિરોજા ભય પામશે તથા પોતાને જીવતી રાખવાની પ્રાર્થના કરશે એવી મને આશા હતી; પરંતુ એ રમણી નહિ શયતાની હતી ! તે દૃઢ રહી.

મેં કહ્યું:—''હું તને છેવટનો સવાલ પૂછું છું. મારી થઇ તું

કેવળ મારી સાથે રહીશ કે નહિ?"

ફિરોજાએ એનો કોમળ પગ જોરથી જમીન પર અફાળી મારા હૃદયને ભેદી નાખતાં કહ્યું:-" ના, કદાપિ નહિ."

ત્યાર પછી મારા તરફથી મળેલી વીંટી આંગળીમાંથી કાઢી તેણે ફેંકી દીધી.

ગુસ્સાના આવેશમાં ઉપરા ઉપરી બે વખત મેં તેને કટાર મારી. એ કટાર ફિરોજાના પ્રથમના સ્વામી બાજખાનની હતી. તેની સાથેના યુધ્ધમાં મારી કટાર ભાંગી જવાથી મેં તેની કટાર લીધી હતી. કટારનો બીજો ઘા થતાં ફિરોજા જમીન પર પડી ગઈ; પરંતુ મુખમાંથી તેણે શું શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. હજી સુધી એ સ્થિર દૃષ્ટિથી મારા તરફ જોઈ રહી હતી. થોડા સમયમાં તેની દૃષ્ટિ વેદના—વ્યાકુળ થઇ અને તેણે આંખો મીંચી દીધી.

બરાબર એક ઘડી સુધી બેહોશ હાલતમાં હું તેની પાસે પડી રહ્યો. શુદ્ધિમાં આવ્યા પછી પોતાની કબ્ર જંગલમાં કરવાની ફિરોજા મને વારંવાર જે વાત કરતી હતી, તે યાદ આવી. જીવનના અંતકાળે મેં તેની એ ઇચ્છા પૂર્ણ કરી. પછી ઘણી શોધ કરી પેલી મારી વીંટી મેં લઈ લીધી, અને તે પણ કબ્રમાં તેના મૃતદેહ સામે મૂકી.

પછી ઘોડેસ્વાર થઈ ઇંગ્રેજ મુલકની સરહદમાં જઇ પ્રથમ આવતા પોલીસ સ્ટેશને હાજર થઇ મેં કહ્યું:-" હુંજ મીરખાન છું. મેંજ ફિરોજાનું ખૂન કર્યું છે."

સાહેબ! ત્યારે હાથેજ મેં મારો સર્વનાશ કર્યો હતો. પછી

કોને માટે-કયા લોભને વશ થઈ હું આ તુચ્છ જીવન ટકાવી રાખું ?

મીરખાન ચુપ થયો. એક પ્રકારની અવ્યકત વેદનાથી તેનું મુખ ગ્લાન અને ગંભીર થયું. એ બહાદુર બહારવટીઆના દુઃખની વાત સાંભળી હું પણ સ્તબ્ધ થઇ ગયો. એ વખતે રસ્તેથી એક મુસાફર ગાન ગાતો જતો હતો. તેનો અર્થ એવો થતો હતો કે, "પ્રેમ એ છુપી કટાર છે. તથા એ કટારની ધારપરથી છુપું લોહી વહે છે. પ્રેમથી એનું ખૂન થાય છે તે પોતાનું વક્ષ કોઇને બતાવી શકતું નથી."



# કરણી તેવી પારઉતરણી



પ્રયોજક,

રા. છેલશંકર ગોવિંદજી શુકલ.

# કરણી તેવી પારઉતરણી



## પ્રકરણ ૧ લું.



### હૃદય વિદારક દશ્ય.

ગરીબાઈ–ગરીબાઈની ઓળખાણ ધનવાનને ક્યાંથી હોય ! લક્ષ્મીવાન ધનાઢ્યો, મહાલયોમાં વસનારા મદાંધોને એની શી પડી છે ? મનુષ્ય પ્રાણી એટલું એ ન સમજી શકે કે–ચડતી, પડતી, તડકો, છાંયડો, સુખદુઃખ એ સૌના કર્મનું ફળ છે. ઘડી પહેલાં મોટરમાં ફરનાર માનવી પગ પાળો આપણી દૃષ્ટિએ નથી પડતો ? રાજકર્મચારીઓનું તો પૂછવુંજ શું ? આજે રાજાની જેમ ગણાતો માનવી કાલે કોઈ જેલખાનાની દિવાલો સાથે મીથ્યા બકવાદ કરી રહ્યો હશે. એ બધું કર્મનું ફળ કેમ ન હોય ? દિન ઉગે રૂ, ચાંદી, સોનું અને એવી બીજી સટ્ટાખોરીના ભાવ કાઢનાર કરોડપતિઓ કેટલી વાર ટકી રહ્યા ? શ્રીમંતાઇના મદમાં ભાન ભુલેલા માનવીઓ શ્રીમંતાઈ મેળવી પોતાની મનુષ્ય તરીકેની ફરજો અદા કરતા તદ્દન ભૂલી જાય છે.

માયાના મદમાં મદમસ્ત બનેલા માનવી તારે વિચારવું ઘટે

કે, તારી અનુભવેલી ગરીબાઈમાં તને શું દુઃખ હતું; તેનો ખ્યાલ કરી તારે ગરીબપર દયા રાખવી ઘટે.

પ્રવીણરાય દેશાઇની ત્રીજી પેઢી પહેલાના વડવાઓ શ્રીમંત ગણાતા. એમને ઘેર જમીનદારી હતી. આખું ગામ એમનુંજ ગણાતું. ધીરેધીરે એ ઘસાતા ગયા. એમને ત્યાં દરરોજ ધર્મદાન થતું, દાન દક્ષિણા દેવાતાં, દેવતાઓનાં પુજન થતાં. પરંતુ, પ્રવીણના પિતાના વખતથી આ બધું બંધ થઇ ગયું હતું. કારણ આગલી સંપત્તિ રહી ન હોતી. એનું રહેવાનું ઘર વેચવાની તૈયારીઓ થઈ રહી હતી. દાનપુન્યની લાગણી હતી, પણ એ લાગણીને પોષવા પુરતું પ્રવીણના પિતા પાસે દ્રવ્ય ન હોતું. કાળની ગતિ બળવાન છે. મનુષ્યના કપાળમાં છુપાએલા છઠ્ઠીના લેખ ઉકેલવાને કોણ સમર્થ છે? અને આખરે પ્રવીણના પિતાને પ્રાણથી પણ વધારે પ્યારૂં પોતાનું ઘર વેચી દેવું પડયું. વૃદ્ધાવસ્થામાં એને દુઃખ સામે ટક્કર ઝીલવી પડી હતી, એના મનને કાબુમાં રાખવું પડતું હતું. ગઇ કાલનો જમીનદાર આજે પોતાનું મહાલય સરખું મકાન મૂકી–છોડી નાના ઘરમાં વાસ કરવા જાય છે. કાળ! તારી અજબ બલિહારી છે. કવિએ વાસ્તવિક કહ્યું છે કેઃ—

**"સગા દિઠાં મેં શાહ આલમનાં ભિખ માગતાં શેરીએ"**

આ બધું કેમ થયું? આ શું ભાગ્યનું ફળ છે? કીસ્મતને માનનારાઓ દેવ ઉપર દોષ મૂકી સંતોષ માને છે; પણ પુરૂષાર્થને પકડતા નથી.

પુરૂષાર્થ પ્રથમ અને ત્યારપછીનો નંબર કીસ્મતનો છે.

કાળુપુરનો વિશ્વાસરાય બહારગામ નોકરી કરી કરી સાધારણ પૈસાદારમાં ગણાઈ નોકરી છોડી દેશમાં આવ્યો હતો. ગરીબમાંથી ધનવાન થવું એના પછવાડે જરૂર કાંઈક હોયજ. જનસમાજ એના માટે અવનવા હવાઈ ઘોડા દોડાવેજ. વિશ્વાસરાયના વડવાઓ પૈસાદાર હતા કે કેમ એનું કાંઈ પ્રમાણ મળતું નહોતું. ગામે જાણ્યું કે વિશ્વાસરાય દેશાઈ ધનવાન બની દેશમાં આવ્યો છે.

ખુશામતીઆઓ જ્યાં પૈસો હોય ત્યાં તરતજ લાગુ પડી જાય છે. એને હાજી હા કર્યે જાય છે. આવા ખુશામતીઆ શ્રીમંતોને પોતાની મરજી પ્રમાણે હાજી હા, કરનાર મળે એટલે વધારે શું જોઈએ ?

વિશ્વાસરાય પાસે પણ આવું મંડળ મળી ગયું. દિન પ્રતિદિન આ મંડળમાં વધારો થવા લાગ્યો. કોઈ દિવસ નાચ ગાન તો કોઈ દિવસ ઉજાણીઓ થવા લાગી. આટલું છતાં એ રાય સાહેબની ઈચ્છા પુરી ન થઈ. એને સૌ કોઈ ધનવાન કહેતું "વિશ્વાસરાય જમીનદાર" આ ઈલ્કાબ એના નશીબમાં અત્યાર સુધી નહોતો. એને એ મેળવવાની હોંસ હતી. અને એટલા ખાતરજ એમણે કેટલીક જમીન ખરીદવા માંડી–લીધી. આ જમીન ખરીદવામાં કાળુપુરના જમીનદાર સાથે એમને ઝગડો થયો. મામલો કોર્ટે ચઢયો. બન્ને બાજુના કાંધીઆઓએ કોર્ટના માર્ગ બતાવી દીધા. સામસામા પાણીની પેઠે પૈસો વેરવા લાગ્યા. સરકાર–દરબાર અને વકીલના ઘર ભરાવા લાગ્યાં. વિશ્વાસરાયના લાભમાં કેસ ચુકયો.

છતાંએ એને મન સંતોષ ન હતો. કારણ આટલા પૈસા ખરચતાંએ એને કોઇ જમીનદાર ન કહેતું. કાળુપુર તો પ્રવીણ દેસાઇના પિતાનુંજ ગણાતું.

પ્રવીણના પિતા પાસે પૈસા ન હતા, છતાં એ જમીનદાર તો ગણાતાજ. જ્યારે પુષ્કળ પૈસો હોવા છતાંએ વિશ્વાસરાયને જમીનદારનું પદ ન મળ્યું. આવી દશામાં પ્રવીણના પિતા કરજવાન થવા લાગ્યા. આસ્તે આસ્તે એમની જમીન વેચાવા લાગી. ખરચ એનું એ રહ્યું અને કમાણી ઘટવા લાગી. એનું પરિણામ શું આવે ? ઘર પ્રમાણે ખરચ તો રાખવોજ પડે. આવાં અનેક કારણોને અંગે એની જમીનદારી ચાલી જવા લાગી. એક પછી એક ખેતરો વેચાવા લાગ્યાં. કોર્ટમાં કેટલાક પૈસા ખરચાયા, બીજી બાજુ પ્રભુનો કોપ એના ઉપર ઉતર્યો. સરકારમાં જમીનદારીની વીઘોટીના પૈસા ભરવામાં પણ તાણ પડવા લાગી; બહુજ પરિશ્રમથી સ્ત્રી, કન્યા અને પુત્રવધુના દાગીનાઓ વેચી દીધા અને રૂપીયા સાત હજાર સરકારમાં ભરવા માટે મોકલ્યા. પરંતુ દેવ રૂઠ્યો ત્યાં માનવીનું શું ગજું ? પરમાત્માની અકળિત કળા આગળ માનવી કોણ ! માત્ર દેસાઇના અન્નથી પોષાયલા પાપાત્માએ—એનાજ મુનીમે દેસાઇને દગો દીધો, એ વિશ્વાસરાયને જઇ મળ્યો—મળી ગયો અને પોતાની પાપબુધ્ધિનાં પગલાં ભરવા માંડયાં. આગલો ઉપકાર ભૂલી ગયો.

દેસાઇના મુનીમનું નામ કંચનલાલ હતું. શરૂઆતમાં તે ત્રણ રૂપીયાના પગારથી નોકરી કરતો હતો. આટલા વરસમાં તે

વિશ્વાસ મેળવી શકયો અને એક સાધારણ ગુમાસ્તામાંથી કાળુપુરનો કાર્યકર્તા બની ગયો. જેટલાં વરસ એને વિશ્વાસ મેળવતાં થયાં, તેના ઘડીના છઠ્ઠા ભાગમાં તે પોતાની જાતને ભૂલી ગયો. એ બે ઘોડાની ફૈટીન ગાડીમાં નિકળતો, એની સ્ત્રીનાં અંગ પર લાખોના દાગીના હતા. આ બધો પ્રતાપ દેસાઈનો હતો છતાં એ દેસાઇનો વિશ્વાસઘાત કર્યો. એને જે રકમ સરકારમાં ભરવા માટે આપવામાં આવી હતી તેમાં એનું મન બગડયું. લાખો રૂપિયાનો વહીવટ કરનાર કંચનલાલ માત્ર સાત હજાર રૂપિયા માટે નરાધમ વિશ્વાસઘાતક, નિમકહરામ અને કૃતઘ્ની બની ગયો. આવાં મનુષ્યો ચાલુ જમાનામાં તો કેટલાય ઘરોમાં જોવામાં આવે છે.

પંદર સિપાઇની પલટન અને કેટલાક નોકરો સાથે લઇ કંચનલાલ સરકારી તીજોરીમાં પૈસા ભરવા રવાના થયો, રસ્તામાં એને નદી ઉતરવી પડતી. નોકરોને ખાવા પીવાની સગવડતાનું કહી પોતે હોડકામાં બેસવાની તૈયારી કરવા લાગ્યો. હોડી ઉપર પગ મૂકતાંજ એનો પગ લપસ્યો અને પૈસાની થેલીઓ સાથે કંચનલાલ પાણીમાં પડયો. માણસો આવી લાગ્યા કંચનલાલને સાવધાનતાથી બહાર કાઢવામાં આવ્યો અને પૈસા તો નદીના તળીએ જઈ પડયા. વાચક ! શું પૈસા પાણીમાં જઇ પડયા ? ના, ના, વાત એમ હતી કે, કંચનલાલ રૂપીયાને બદલે ત્રાંબાના પૈસાનીજ થેલીઓ લાવ્યો હતો. એટલે રૂપૈયા તો કંચનલાલની તીજોરીમાં હતા.

પાસેના ગામમાં જઇ જમીનદારને કહેવરાવ્યું કે–“ ગમે

તેમ કરી સરકારમાં પૈસા ભરવા માટે રૂપીયા મોકલો. આ વખતનું સરકારી દેણું ભરવા માટે તમે તે પ્રયત્ન કરો. હું મારે ઘેરે ગયા બાદ મારા ઘરબાર, દરદાગીના સઘળું વેચી તેના પૈસા આપના ચરણમાં ધરીશ."

દેસાઈએ પોતાની સઘળી જમીનદારી વેચી નાખી અને તે વિશ્વાસરાયે ખરીદી લીધી.

પ્રવીણના પિતાની બીજી જમીનો પણ સાથે વેચાઈ ગઈ. એમના ઘરનો સામાન, ઘરેણાં વિગેરે વેચી નાખ્યાં. આટલું છતાંએ એમનું દેવું માંડમાંડ ભરાયું.

કંચનલાલે મોકલેલો માણુસ આવ્યો તે પહેલાં તો સઘળી જમીનના સોદા થઈ ગયા હતા એટલે માણુસ સાથે પૈસા ન મોકલતાં એક પત્ર લઈ પાછો રવાના કર્યો.

**શ્રીયુત્ કુંચનલાલ,**

અહોભાગ્ય મારાં કે આ પૈસા આખરે પણ તાપીમાતાએ ગ્રહણ કર્યા. આથી મને પુરતો સંતોષ છે. મારા પૈસા ગયા એનું મને કશુએ લાગતું નથી, હું મારી જાતને મહાભાગ્યશાળી માનું છું. ભકતવત્સલ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રને વારંવાર પ્રણામ કરૂં છું જેની કૃપાથી આપના પ્રાણ બચ્યા. હું જાણે અજાણે પણ બ્રહ્મહત્યાના પાપમાંથી બચ્યો. રૂપિયા ગયા એનું મને જરાયે દુઃખ નથી થતું.

આપ બ્રાહ્મણ છો, મારા પરમપૂજ્ય અને પ્રત્યક્ષ દેવતા સમાન છો. આપની સેવા કરવી એજ આ દાસનું કામ છે,

આપ આપની સંપત્તિ વેચી દઈ મને પૈસા આપવા તૈયાર થયા. એ આશીર્વાદથી હવે મને પૈસાની તાંણુ પડવાની નથી. અર્થાત્ આપના આશીર્વાદથી જરૂર મને પુષ્કળ પૈસા મળશે કોઈ વાતની કમી નહિ રહે.

તમો કશા ઉચાટ ન કરશો. અત્રે તુરત આવો. તમને જોવા માટે અમારા જીવ તલસી રહ્યા છે. વિશેષ રૂબરૂમાં કહીશ.

લી૦ આપનો દાસ

ચંદુલાલ દેશાઈ.

વાચક ! ઉપરનો પત્ર જમીનદાર પોતાના એક મુનીમ ઉપર પાઠવે છે. પ્રવીણના પિતા ચંદુલાલનું હૃદય કેટલું દયાળુ અને બ્રાહ્મણ પ્રત્યે કેટલું ભક્તિભાવવાળું છે એ જોવાનું છે.

મુનિમ પોતાના માલિકને દગો દેવા વેતરણ કરી રહ્યો છે ત્યારે બીજી બાજુ દેસાઇ જમીનદાર પોતાના મુનીમ પ્રત્યે કેવો ભાવ બતાવે છે—કેવું દશ્ય ?

આ પ્રમાણે ચંદુલાલ દેસાઈ ઘસાતા ચાલ્યા. ગરીબાઇ આવવા લાગી ત્યારે બીજી બાજુ વિશ્વાસરાયનો સિતારો ચમકવા લાગ્યો. ભલે લક્ષ્મીને ચંચળ ગણો, કે પછી ચંદુલાલ દેસાઇના કે એના પૂર્વજોનાં ફળ ગણો ગમે તે હો—પરંતુ તેઓ દિનપ્રતિદિન ગરીબાઇ ભોગવવા લાગ્યા.

અત્યારનું રહેવાનું મકાન પણ જીર્ણ થઇ ગયું હતું. તેની મરામત કરાવવાના પૈસા ન હતા. મિત્ર—દોસ્તોમાં આપેલ પૈસા ન આવ્યા. ઉઘરાણી ખોટી થઇ. જમીનદારના આશ્રીતો પણ

એમને છોડી ચાલ્યા ગયા.

આવી રીતે દિવસ ચાલતા હતા. એમણે પોતાના છેલ્લા દિવસો કઈ સ્થિતિમાં ગુજાર્યા એ લખતાં કલેજું કપાય છે, હૃદય રડે છે, લખવાને કલમ અસમર્થ છે. આવા વખતમાં જમીનદાર મહાશયની ધર્મપત્નિ સ્વર્ગે સીધાવી. આ ઘા જમીનદારને અસહ્ય હતો અને એકજ મહિના પછી ચંદુલાલ દેસાઈ પોતાની સહધર્મચારિણી પછવાડે સ્વર્ગે સીધાવ્યા.

પ્રવીણને માતાપિતાના મરણથી બહુ દુઃખ થયું. ઘરમાં માત્ર પ્રવીણ અને તેની પત્નિ. ધીરજ અને આશ્વાસન આપનાર આ વખતે કોઇ ન હોતું.

આવા દારૂણ દુઃખના વખતમાં વિશ્વાસરાયે પ્રવીણને મદદ કરી. પોતે પ્રવીણને ઘેર આવ્યા. એને આશ્વાસન આપ્યું અને શ્રાધ વિગેરે કાર્ય માટે રૂપીયા પણ આપ્યા, અને પોતાને ત્યાં એને નોકર રાખી લીધો.

જેની પાસે ધન નથી હોતું તેનો કોઇ મિત્ર બનતું નથી. તેના સાથે સંબંધ રાખતાં મનુષ્યો ડરે છે. રાત દિવસનું બેસવાનું સ્થાન હોય છતાં તેનો ત્યાગ કરે છે. જૂની મિત્રતા તોડી નાખતાં જરાએ સંકોચ રાખતા નથી. અને વાત સત્યજ છે. ધનવાનની ખુશામત—એની મિત્રતા—એના સાથે બોલવાની મળેલી એક પળ પણ-કિંમતી ગણવામાં આવે છે. એના મિત્ર બનવા માટે તનતોડ મહેનત કરતાં જરીએ સંકોચ રાખતા નથી ધનવાનને સૌ કોઇ ચાહે છે.

ગરીબ મનુષ્યની તરફદારી કોણ કરે ? એની મિત્રતા કોણ રાખે ? એ ન્યાયે પ્રવીણના મિત્રો પણ એને છોડી ચાલ્યા ગયા.

પ્રવીણની આ દરિદ્રાવસ્થામાં એની તરફ સહાનુભૂતિ ધરાવનાર એનો એક દૂરનો કાકાનો દીકરો ભાઇ હતો. એનું નામ રમેશ હતું, અને એજ પ્રવીણનો ખાસ શુભેચ્છક હતો. પ્રવીણનું હિત ઇચ્છનાર આ એક રમેશજ હતો. ભાઇના સંબંધ ઉપરાંત રમેશ અને પ્રવીણ અરસપરસ બીજા સંબંધથી પણ જોડાયા હતા. રમેશ અને પ્રવીણ બન્ને સાઢુના સગપણથી જોડાયા હતા એટલે કે પ્રવીણની સ્ત્રી જયોત્સનાની નાની બહેનના વિવાહ રમેશ સાથે કર્યા હતા. અહિંઆં સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે, રમેશ પણ ગરીબ સ્થિતિનો માણસ હતો.

પિતાનો શત્રુ હોવા છતાં પણ પ્રવીણને વિશ્વાસરાયને ત્યાં નોકરી કરવી પડી, અને તે પણ સાધારણ પગારથી. આવા કવખતમાં કળીયુગના જમાનામાં બિચારા પ્રવીણનું કોણ સાંભળે ? જે બ્રાહ્મણ, પંડીતો, નાતાવાળાઓ અને વૈદ્ય હકીમોએ આ ઘરેથી હજારો રુપીઆ પેદા કર્યાં હતા તેઓ આજે પ્રવીણના મુખ સામું પણ જોતા નથી. કળીકાળમાં ઉપકાર કરનારને બદલો આપવાનું કોણ શીખ્યું છે ? આ વખતનો ઉપકાર પર અપકાર કરવાનો છે. ચાલુ જમાનાનું પ્રમાણ છે. કદાચ પ્રવીણને કોઇ મળી જતું તો લૂખા સુકા મોઢાના આશ્વાસનના શબ્દો સંભળાવતા અને એથીજ પ્રવીણને સંતોષ થતો. જ્યારે પ્રવીણના પિતા ચંદુલાલ દેસાઇનું શબ ઘરમાં હતું ત્યારે પણ પ્રવીણને કોઇએ સહાયતા

કરી નહોતી એટલે તે દિવસથીજ તેણે નિશ્ચય કર્યો કે, આ સંસારમાં ઉપકાર-દયા, માયા જેવી કોઇ વસ્તુ નથી. આવી દશામાં વિશ્વાસરાયની કૃપાથી પ્રવીણના સંસારનું ગાડું જેમ તેમ ચાલતું હતું.

પિતાના મુકાબલામાં એક તુચ્છ જેવા ગણાતા વિશ્વાસરાયે આપેલા પગાર પર આજે પ્રવીણને દહાડા પસાર કરવા પડતા હતા. જે પ્રવીણ નાનપણમાં લાડમાં ઉછર્યો હતો, દાસ દાસીઓની કેડ પરથી નીચે ઉતર્યો નહોતો, ગામવાળાઓ એનું મુખ જોઈ પોતાની જાતને ભાગ્યશાળી માનતા હતાં, એને ચુંબન કરતા-રમાડતા-તેજ પ્રવીણને આજે રાયસાહેબનું દાસત્વ કરવું પડતું હતું સંસાર ચક્રની કેવો વિચિત્ર ગતિ છે! ન કરે નારાયણને એનો ન્હાનો પ્યાલો ભરવો પડે યા તો રામજીના સંતાનોના જોડા ઉપાડવા પડે! પ્રભુ! આ શું બનવા જોગ છે? ચાર વરસ થયાં તે રાયસાહેબને ત્યાં નોકરી કર્યે જાય છે. પગાર માત્ર પાંચજ રૂપિયા મળે છે. થોડી અંગ્રેજી ચોપડી અને ગુજરાતીનું જ્ઞાન છે. આવી દશામાં એને મોટી નોકરી પણ કોણ આપે? માત્ર વધારામાં એના પાસે દસ વીઘા જમીન હતી. તેમાંથી, આવતો પાક અને માસિક પાંચના પગાર ઉપર તેનો ગૃહકારભાર ચાલતો આટલું છતાં પણ શુશીલા સ્ત્રી જ્યોત્સના સુપ્રબંધથી એનો સંસાર સુખથી ચલાવતી હતી.

---

# પ્રકરણ બીજું.

---

## પતિ-પત્ની

પ્રવીણ જે મકાનમાં રહે છે તેને ચારે બાજુ દિવાલ હતી. અંદરના દ્વારમાં પ્રવેશ કરતાંજ નાનકડું પણ સ્વચ્છ ફળીયું આવેલું હતું. રહેવાની સગવડમાં માત્ર એક ઓરડો અને એક રાંધવા ન્હાનીશી ઓરડી હતી. ઓરડો સ્વચ્છ હતો. અંદર ફરનીચર નજરે પડતું ન હોતું. પરંતુ એક ખાટલો બીછાવેલો હતો અને તેના ઉપર સફેદ ચાદર પાથરેલી નજરે પડેલી હતી. ખાટલાની પાસેજ એક નાની પેટી પડેલી હતી. આસપાસ કેટલાક વાસણો અને દિવાલ પર એકાદ બે ચિત્રો ટાંગેલા હતાં. ઘર દરેક રીતે સ્વચ્છ હતું અને પછવાડે એક ન્હાનો વાડો હતો જેમાં શાક ભાજી વાવેલાં હતાં.

સંધ્યાનો સમય હતો. જ્યોત્સના બેઠી બેઠી રસોઇ બનાવી રહી હતી. એટલામાં બહારથી સાંકળ ખખડાવવાનો અવાજ સાંભળી જ્યોત્સના કમાડ આગળ આવી અને બોલી:—

"કોણ છે?"

બહારથી કાંઇ જવાબ ન મળ્યો અને અગાઉની માફક સાંકળ ખખડાવવાનો અવાજ આવ્યો.

જ્યોત્સ્નાનું કલેજું કંપવા લાગ્યું. એ મુંઝી અને ગુપચુપ કમાડની પછવાડેજ ઉભી રહી.

પાછી સાંકળ ખખડી. જ્યોત્સ્નાના તો ચુપચુપ ઉભી રહી. હબી ઉભી એ ધ્રુજતી હતી. બહારથી હસવાનો અવાજ આવ્યો–એ અવાજ સાંભળ્યો કે તુરતજ એણે સાંકળ ઉઘાડી નાખી અને બોલી:—

"તમે તો મને ડરાવી દીધી !"

"ડર–અને તે તારે ? તારે કોનો ડર છે ?" આટલું બોલી અંદર જઇ ખાટલા ઉપર બેઠો.

જ્યોત્સના પણ કમાડ બંધ કરી અંદર આવી અને પીવાનું પાણી અને હાથ લુછવા માટે રૂમાલ આગળ મુકી દીધા. આ વખતે પ્રવીણ બેઠો બેઠો બીડી પીતો હતો. જળનો લોટો મુકી જ્યોત્સ્નાએ કહ્યું:—

"આપને માટે પાણી તૈયાર છે."

"અત્યારે મારે પાણી શા માટે પીવું પડે ?"

"તો ઉઠો જમવાનું તૈયાર છે."

પ્રવીણચંદ્ર ભોજન કરવા લાગ્યો, જ્યોત્સ્ના સામે બેસી પંખો નાખતી હતી. જ્યોત્સ્ના યૌવનપૂર્ણ સુન્દરી હતી. ભૂવન મોહિનીનું સ્વરૂપ ધારણ કરી આ દરિદ્રનો ગૃહ સંસાર શોભાવી રહી હતી. આવું અતુલ સ્વરૂપ–સૌંદર્ય નૂરજહાં કે પદ્મિનીમાં હશે કે કેમ ? પરંતુ ઇશ્વરની કૃપાથી આવા સૌંદર્યથી એક દરિદ્રનાં નેત્રો અને આત્મા તૃપ્ત થતો હતો.

જ્યોત્સ્ના અને હરીગંગા એ બે સગી બેનો હતી. બન્નેના માતાપિતા મરણ પામ્યાં હતાં. જે વખતે જ્યોત્સ્નાની ઉમર

માત્ર સાતજ વર્ષની હતી ત્યારે એના પિતાનું મૃત્યુ થયું હતું, અને ત્યારથીજ પ્રવીણના પિતાએ આ બન્ને બ્હેનોને પાળી પોષી મોટી કરી હતી. ઉંમર થતાં જ્યોત્સ્નાનાં લગ્ન પોતાના એકના એક પુત્ર પ્રવીણ સાથે કર્યાં અને હરીગંગાનાં લગ્ન રમેશ સાથે કરી દીધાં હતાં. રમેશને આ સંસારમાં પ્રવીણ સિવાય કોઇ ન હતું, તેમ તેની પાસે દ્રવ્ય પણ ન હતું. આટલું છતાં પણ એના ગુણો જોઇનેજ પ્રવીણના પિતાએ હરીગંગા અને રમેશનો સંબંધ જોડી દીધો હતો.

ભોજન કરી લીધા પછી બંન્ને પતિ–પત્ની ખાટલા ઉપર બેઠાં. ઘણાં દુઃખ સાથે કહેવું પડે છે કે આપણી વાર્તાના નાયક પાસે નહોતું ઝીણી કીનારનું બંગાળી ધોતીયું. કે ઉમદા કાપડનું શર્ટ, કે પગમાં મોજાં. તેવીજ રીતે નાયિકા પાસે ન્હોતી સુંદર ચીકનથી ભરેલી સાડી, કે પોલકું. બન્નેનાં અંગ પર સાધારણ કપડાં હતાં. નાયિકા લખવા વાંચવાનું કશુંએ જાણતી નહોતી. એના માટે કાળા અક્ષર મંકોડા સમાન હતા અને નાયકે પણ શેક્સપીયર, બાયરન, મેઘદૂત, શકુન્તલા આદિ કાંઇએ વાંચ્યું ન હતું પરંતુ વાત એવી છે કે ગર્ભશ્રીમંતનાં બાળક અને બાળિકા ભણ્યા વિનાએ શિક્ષિત બની જતાં હતાં.

રાત બહુ ન હોતી ગઈ. લગભગ દસ સાડાદસ વાગ્યા હશે. એટલે એમણે શય્યાનો આશ્રય લીધો. આ નાના પણ સ્વચ્છ ઓરડામાં નાના ખાટલા ઉપર આ પ્રેમી યુગલ આનંદ કરી રહ્યું હતું. આ વખતે ગરીબી એને જરાએ સ્પર્શ કરી શકતી નહોતી.

એક બાજુ માટીના કોડીયામાં ઝાંખો દીવો બળતો હતો, તે વખતે પ્રતિ તરફ સ્થિર નજરથી યુવતી જોઈ બોલીઃ—

"તમે મારી વાત નહિ સાંભળો ?"

યુવક સુતો હતો, તે બેઠો થયો અને યુવતિના કપોળ પર એક સ્નેહભર્યું ચુંબન લઈ બોલ્યોઃ—

"વ્હાલી."

યુવતી ગાલમાં હસી–સ્હેજ મોઢું મલકાવ્યું અને પોતાના પતિરાજ તરફ જોઈજ રહી.

યુવક ફરી બોલ્યોઃ–"વ્હાલી ?"

"કેમ ? શું કહો છો ?"

"તું આજકાલ વાત વાતમાં હઠ શા માટે કરે છે ? આટલી શંકાશીલ કેમ બની ગઇ છે ?"

"હું કેમ હઠ કરૂં છું, તે તમને નહિ કહું. પહેલાં તો મારીવાત માનો, નોકરી છોડી દ્યો અને પરદેશ ચાલો ત્યારે જરૂર કહીશ."

"તારી વાત મારા સમજવામાં આવતી નથી."

"કેમ ?"

"મારા ઉપર વિશ્વાસરાયના બહુ ઉપકારો છે–એમની નોકરી છોડવી એ ઠીક ન કહેવાય."

કેટલોક વખત વિચાર કર્યા પછી જ્યોત્સ્ના બોલી–"એમણે તમારા ઉપર ઉપકાર કર્યા છે એ વાત સાચી, તેવીજ રીતે તમે પણ બહુજ સ્વાર્થત્યાગ કર્યા છે. તમે તમારી પચાસ હજારની

જાગીર કેટલી ન્હાની રકમમાં આપી દીધી, અને એટલા ખાતર એમણે તમારા ઉપર ઉપકાર ન કરવો જોઇએ ?"

"ત્યારે શું આ અવસ્થામાં તને સંતોષ નથી ?"

જ્યોત્સ્ના હસીને બોલીઃ–"કોણ કહે છે કે હું સંતુષ્ટ નથી ? આ અવસ્થામાં પણ જ્યારે હું તમારા મુખ ઉપર હાસ્યની રેખાઓ જોઉં છું ત્યારે મારા દિલને એમજ થાય છે કે, આ સંસારમાં મારા સમાન કોઇ સુખી નથી. પરંતુ આજે આપણે બેજ છીએ. ઇશ્વરની કૃપા થશે તો કાલે એક વધે–વળી વરસ પછી બીજું–ત્યારનું શું ?"

"એટલે, તું શું કહેવા માગે છે ?"

"નોકરી છોડી દ્યો."

"પછી ?"

"મુંબાઈ ચાલો. લાખો આદમીઓને ત્યાં કામ મળી રહે છે. મારૂં અને તમારૂં ત્યાં કાંઈ પણ મહેનત કરતાં જરૂર પેટ ભરાશે."

"મને તો એવું લાગતું નથી."

"ત્યારે તમે અદૃષ્ટવાદી નથી ?"

"શું અદૃષ્ટવાદી નોકરી છોડી દે છે ? કામ ધંધો ન કરે કેમ ?"

"તો પુરૂષાર્થને માનો. કહેવત છે કે હાથ હલાવ્યા વગર પેટ પણ ભરાતું નથી."

"વધારામાં વધારો થાય. પુરૂષાર્થ પણ તેનેજ ફળે. આપણા

જેવા માટે પુરૂષાર્થ પણ નકામો છે. જ્યાં કાલના સાંધનના વાંધા ત્યાં પુરૂષાર્થ શું કરે ? એ તો નશીબવાળાને માટેજ પુરૂષાર્થ શ્રેષ્ટ છે."

"પ્રયત્ન તો કરવોજ જોઇએ. પુરુષ પ્રયત્ન–ઇશ્વરકૃપા. પરમાત્મા દુઃખ પર દુઃખ શા માટે નાખે છે ? કેવળ ઉત્સાહ માટેજ. અને તેમાં જે પુરૂષાર્થ કરે છે તેને પરમાત્મા સહાય કરે છે અને તેમાં ઉન્નતી થાય છે તો મનુષ્ય પરમાત્માના ગુણગાન કરે છે અને હતાશ થાય તો પરમાત્માને વગોવે છે."

"આ બધી વાતો તું શીખી ક્યાંથી ?"

"તમારી ચિન્તાથી."

"ઠીક, માની લે કે મેં નોકરી છોડી દીધી, પરંતુ એટલા માટે તું આટલો બધો આગ્રહ શા માટે કરે છે?"

"પરદેશમાં તે કહીશ."

"સમજ્યો, આમાં કાંઇ પણ ગૂઢ રહસ્ય છે. જ્યોતિ? હું તારો પતિ છું એ જાણે છે ને? હું તને કહું છું કે આ વાત મને તારે કહેવીજ જોઇએ."

જ્યોત્સ્નાથી કશુંએ ન કહેવાયું. એણે કહેવા માટે પ્રયત્ન કર્યો પણ ગળા બહાર શબ્દ નજ નીકળી શક્યો, અને રડવા લાગી. પ્રવીણ અવાક્ બની ગયો. દયાથી એનું હૃદય દુખાવા લાગ્યું અને તે બોલ્યોઃ—

"જ્યોત્સ્ના, જ્યોતિ, વ્હાલી રડે છે શા માટે?" આટલું કહી પ્રવીણે જ્યોત્સનાને હૃદય સરસી ચાંપી.

જ્યોત્સ્નાના શરીરમાં નવ બળનો સંચાર થયો અને આંસુ લુછી સ્મીતભર્યા મુખડે પ્રવીણ સામું જોઇ, દષ્ટેદષ્ટ મેળવી કહ્યું:-

"મને ક્ષમા કરો–હું અહિં નહિ કહું."

"એવી કેવી વાત છે કે આજ કેટલા દિવસો થયા આ પ્રમાણે કર્યાજ કરે છે. શું મારાથી તારે કોઇ પણ વાત છુપાવવી ઉચિત છે?"

"વ્હાલા, હું બુદ્ધિહીણ છું. મારા સઘળા દોષો આપે ક્ષમા કરવા જોઇએ. હું હમણાં તો જરાએ નહિ કહું."

પ્રવીણે એના સુધાપૂર્ણ અધરને ચુંબન કર્યું અને કહ્યું:- "તારે કહેવુંજ પડશે–તને મારા મારા સોગન છે."

જ્યોત્સ્નાના મોઢા ઉપર ગંભીરતા છવાઈ ગઈ. એનું હૃદય કંઇક ચંચળ બન્યું અને બોલી:–"વિશ્વાસરાયનો મોટો દીકરો નવનીત આજ કેટલાએ દિવસો થયાં અનુની માને મારા આગળ મોકલ્યા કરે છે, અને પૈસા તથા ઘરાણાનો લોભ બતાવે છે અને સાથે સાથે નાના પ્રકારનો ભય પણ બતાવે છે. એટલેજ હું કહું છું કે, આ દેશ છોડી કયાંઇ બહારગામ ચાલો. માગીને પેટ ભરવું સારૂં પણ આંહિ આપણું ગરીબનું કોણ છે કે સહાયતા કરે! એટલા માટેજ આખો દિવસ ઘરનું કમાડ બંધ કરી બેસું છું. બીકનું માર્યું મારૂં કાળજું આખો દિવસ કંપ્યા કરે છે. આ વાત સાંભળી તમને દુઃખ થાય એટલા માટે આજ સુધી હું કશુંએ કહેતી નહોતી. છેવટ સારૂં થયું કે આ વાત તમે સાંભળી લીધી. એ માટે મારી વાત માનો આંહિ રહેવું એ

ઠીક નથી.

જ્યોત્સ્નાનાની વાત સાંભળી પ્રવીણે એક નીસાસો નાંખ્યો અને એકીટસે છાપરા તરફ જોઇ રહ્યો. ઘણો વખત મૌન્ય રહ્યા પછી તે બોલ્યો.

"જ્યોત્સના ? તું નથી જાણુતી કે આ સામગ્ર સંસારમાં તારા વિના મારું કોઈ નથી. હવે તારાથી મારે જુદું પડવું પડશે."

આજ રાત્રીનાજ વિષપ્રયોગથી મારે મરી જાવુંજ જોઈએ. જ્યોતિ ! સમજી લે કે હવે હું સંસારમાં નથી, ઇશ્વરે તારૂં સૌભાગ્ય અકાળે લઇ લીધું, મને મારા જીવનની આગ બુઝાવા દે."

જ્યોત્સ્નાનાએ પ્રવીણુના બંન્ને પગ પકડી રોવા માંડયું. પ્રવીણુની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો જતો હતો, ઝાઝો વખત આ પ્રમાણે બંન્ને રડયાં ત્યાર બાદ પ્રવીણે કહ્યું, "હું નવનીતનો જાન લઇશ–એનું ખૂન કરીશ."

"એથી શું થશે ?"

"જીવ શાંન થશે."

"પણ દુઃખનો અંત નહિ આવે."

પ્રવીણ ચુપચાપ કંઇક વિચારમાં પડયો. જ્યોત્સ્નાનાએ કહ્યું, "હવે તો સુઇ જાવ."

"હવે કેમ કરી નિંદ્રા આવે ? હૃદયનો આનંદ અને જીવનનો સંતોષ તારી વાત સાંભળી સદાને માટે ચાલ્યો ગયો છે."

"આટલા માટે તો હું તમને આ વાત કહેતીએ નહોતી."

" આવી વાતો કહી દેવામાંજ સાર છે. તેં મને વાત કરી તે સારૂં કર્યું. તું સુઇ જા. હું વિચાર કરૂં છું કે હવે મારે શું કરવું જોઇએ."

" ઠીક ત્યારે તમે પણ સુઇ જાવ."

બન્ને સુતાં, પરન્તુ એમાંથી એકેને નિદ્રા ન આવી. આવી રીતે ત્રણ પ્રહર વ્યતીત થઈ ગયા. જ્યોત્સ્ના પોતાના પતિ તરફ ચુપચાપ જોતી હતી કે તેઓ સુઈ ગયા કે નહિ? પાછલી રાતના પ્રવીણને સ્હેજ નિંદ્રા આવી પરંતુ જ્યોત્સનાએ તો તંદ્રામાંજ રાત્રી પસાર કરી.

બીજે દિવસે પ્રભાતમાં પ્રવીણે મુળ વાત કોઇને પણ ન જણાવતાં કેવળ નોકરી મુકી દેવાની વાત માત્ર વિશ્વાસરાયને કહી. પરંતુ મુખ ઉપરનો ભાવ કંઇ છાનો રહે છે! મુખ જોતાં વિશ્વાસરાયે એને ઘણો સમજાવ્યો. વિશ્વાસરાય નવનીતનાં ચારિત્રથી કંઇક કંઇક વાકેફગાર હતા; પરંતુ પુત્રનો દોષ કોણ લ્યે છે? નવનીત પણ સમજી ગયો કે જરૂર જ્યોત્સ્નાએ બધી વાત કરી દીધી. પ્રવીણ છુટો થયો. નવનીત ત્યાં હાજર હતો. દિવાનખાનામાં કોઈ ન હતું. એ એકલુંજ બોલ્યોઃ—" જોઉં છું જ્યોત્સ્ના! હવે તને કોણ બચાવે છે!"

---

# પ્રકરણ ત્રીજું.

---

## વિશ્વાસઘાત

મુનિમ કંચનલાલ કેટલોક સમય તો વિશ્વાસરાય જાગીરદારને ત્યાં માલિકની માફક કામકાજ કરવા લાગ્યો. વસ્તીપર નજીવા કારણોસર અત્યાચાર કરવાનું એ શીખી ગયો હતો. સંબંધી જનો અને પાડોશીઓ ઉપર પોતાનો દાબ બેસાડવા અનેક પ્રકારના પ્રયત્નો કરતો; પરંતુ છેવટ એને પાપ પૂન્યનું ફળ મળશે એમ મનમાં લાગી આવ્યું.

પ્રવીણના પિતાની દોલત, જાગીર વિગેરેનો નાશ થઇ ગયો. સઘળું વિશ્વાસરાયના હાથમાં આવી ગયું ત્યારે કંચનલાલને વિશ્વાસરાયે પોતાને ત્યાં રાખવો ઉચીત ન લાગ્યો ‘ કારણ જે માણસે ત્રણ રૂપીયાના પગારથી વધારી પોતાની જાગીરનો સઘળો વહીવટ ભાર જેના પર મુકયો અને તેણે જ્યારે વિશ્વાસઘાત કર્યો એ પાપી પુરૂષ મારા પ્રત્યે ક્યારે વિશ્વાસઘાત નહિ બને ભલા ? એક દિવસ ધારે તો મારો નાશ પણ કરી શકે.” વિશ્વાસઘાતીનો વિશ્વાસ કોણ કરે ? એવા માણસનો વિશ્વાસ કરનાર આ સંસારમાં મોટો મુર્ખ સમજવો.

વિશ્વાસરાયે કંચનલાલને કામથી દૂર કરી દીધો, અને તેની સંપતિ પણ ચોરેલી છે એમ કહી પોતે માલિક બની બેઠા.

પ્રથમથીજ કંચનલાલના ખતપત્રો પોતે હસ્તક કરેલા. આટલું છતાં એ કંચનલાલે કોર્ટનો આશ્રય લીધો. તેમાં વિશ્વાસરાવની જીત થઇ.

કોર્ટમાં લડતા લડતા કંચનલાલ પૈસે ટકે ખાલી થઈ ગયો. ઘરેણાં જમીન વિગેરે પણ ગીરવી રાખવા પડયા. માત્ર એક જીર્ણ થયેલું મકાન એના પાસે રહ્યું અને એ પણ એના કબ-જામાં રહેવું કઠીન હતું. આ બધી ખટપટમાં તેનો એકનો એક પુત્ર ક્ષયરોગની બિમારીમાં મરણ પામ્યો. એના દવાદારૂમાં ઘણો પૈસો ગયો. માતાપિતા અને વિધવા સ્ત્રી અને તે ઉપરાંત પૈસાથી ખાલી કરી એનો પુત્ર ચાલ્યો ગયો. એની સ્ત્રીનું નામ ગુલાબ હતું એને પણ સાસુ સસરા સિવાય આ સંસારમાં ઉભા રહેવાનું સ્થાન ન હોતું.

પુત્રના મરણ પછી કંચનલાલની સ્ત્રી પોતાની વિધવા વહુને નાના પ્રકારનું દુઃખ દેવા લાગી. ઘરની દાસીને સ્વતંત્રતા હોય તેના કરતાં પણ વધારે ગુલાબ ઉપર દાબ રાખવામાં આવતો. ગુલાબને દુઃખનો પાર ન હતો. પરંતુ તેને સહન કર્યા વગર છુટકો નહતો.

કંચનલાલ મુનીમનું મકાન વેચાઈ ગયું. મકાનના શોકમાં કંચનલાલને બિમારી આવી અને કેટલાક દિવસના મંદવાડ પછી કર્મના ફળ ભોગવી આ સંસારની માયા છોડી દીધી. તેની સ્ત્રી વિધવા થયા બાદ પોતાને પીયર ચાલી ગઇ અને પોતાની પુત્ર વધુને પોતાનું ગુજરાનનું શોધી લેવાનું કહી દીધું અર્થાત

ગુલાબને એકલી અટુલી રાખી વિશ્વાસઘાતી કંચનલાલની વિધવા ચાલી ગઈ.

ગુલાબ ઘણુંએ રોઈ પણ રોવાનું ફળ શું મળે? સાસુએ પણ કહેલું કે "મારા પિતાને ત્યાં માંડ મારે રહેવાનું ઠેકાણું છે ત્યાં તને ક્યાં લઇ જાઉં?"

ગુલાબે કરગરતાં કરગરતાં કહ્યું, "હું શું ખાઇશ?"

"બધું હતું તેટલું તો ખાઇ ગઇ, હવે મારી પાસે શું છે તે તને આપું."

"કંઇક ઉપાય તો બતાવો."

"હવે તો તારે રસ્તો શોધી લેવો ઘટે છે. બ્રાહ્મણની દીકરી છો રેંટીઓ કાંત અગર તો ક્યાંઇક રસોઇ કરવા રહે. આ એમાંથી તારૂં દિલ માને તે કર."

"હું બીજાને ત્યાં ઘરકામ માટે રહું એવડી મારી ઉમ્મર છે?"

'રહેવામાં શું વાંધો છે? પોતાનું મન વશ રાખવું જોઇએ."

ગુલાબની સાસુ ખરેખર ગુલાબને એક પાડોસીને ત્યાં રાખી ચાલી ગઈ. આ સંસારમાં ગુલાબ આજે એકલી અટુલી થઇ રહી. તેનું કોઈ નથી. ઉંચે આભ અને નીચે ધરતી.

ગુલાબની ઉમ્મર માત્ર સત્તર વર્ષનીજ. જેવો રંગ ગુલાબના પુષ્પનો છે તેવોજ રંગ આ દુઃખી ગુલાબનો હતો. ગુલાબનું પુષ્પ જેમ છોડ પર એકલુંજ હોય છે, તેમ આ ગુલાબ પણ બિચારી એકલી હતી. ક્યાં જાય! શું ખાય! એનું ક્યાંઈ ઠેકાણું

ન હોતું. આખરે લાચારીથી વિશ્વાસરાય જાગીરદારને ત્યાં રસોઇ કરવા માટે નોકરીએ રહી.

કેટલાક દિવસ તો સારી રીતે પસાર થયા. ગુલાબે કેટલાક દિવસો સુખમાં કાઢ્યા. પરંતુ એને નવનીતનો પુરતો ભય હતો. એ વખતો વખત ગુલાબને પોતાના પંજામાં લેવા પ્રયત્ન કર્યા કરતો. આથી ગુલાબને સ્પષ્ટ જણાઇ આવ્યું કે નવનીતની નજર મારા તરફ ખરાબ છે.

વિશ્વાસરાયે સપરિવાર પોતાના ગામથી આઠ દસ માઇલ દૂર જાત્રા ભરાતી હતી ત્યાં જવા માટે નિશ્ચય કર્યો. અને પોતાના બે પુત્રો, નવનિત અને હરસુખ તથા બંન્ને વહુઓને પણ સાથે જવાનું નક્કી ઠર્યું. આ ઉપરાંત તેની કામ કરનારીઓને પણ સાથે જવાનું હતું. એટલે પ્રથમથીજ ગુલાબ અને બીજી કામ કરનારીને બળદગાડીમાં રવાના કર્યાં. એ ગાડીઓ સાથે સામાનની પણ બે ગાડીઓ સાથે હતી. આ વખતે રાતના આઠ વાગ્યા હશે.

રાતના અગીઆરનો સુમાર થયો હશે. ગુલાબવાળી ગાડી આસ્તે આસ્તે રસ્તો કાપતી હતી. ગાડામાં ગુલાબ સુતી હતી એટલામાં એક આદમી એની ગાડી પર ચઢ્યો અને પડખે બેસી ગુલાબના શરીર પર હાથ ફેરવવા લાગ્યો. ગુલાબની નિદ્રા ઉડી ગઇ, એ ઝબકી સફાળી બેઠી થઇ, અને બોલી, “ કોણ છે ?”

ચારે તરફ અંધકારનું પુર રાજ્ય હતું. સામસામા બે માણસ બેઠાં હોય તો પણ તે દેખાય નહિં એવું અંધારૂં ઘોર હતું. ગુલાબના સવાલનો જવાબ ન મળ્યો એટલે ગાડીવાનને બુમ પાડી

પરંતુ તે પણ ન બોલ્યો. ગુલાબ વધારે બીહવા લાગી. એને મનમાંજ કંઈક થયું કે મારી પાસે કોઇ જરૂર બેઠું છે. સાથે ગાડીઓ હતી, તે પણ દેખાતી નહોતી તેમ તેના ચાલવાનો અવાજ પણ સંભળાતો નહોતો. માત્ર સંભળાતો હતો. પડખે બેઠેલ વ્યક્તિનો શ્વાસ લેવાનો અવાજ પાસે બેઠેલો આદમી બોલ્યો "ગુલાબ ડર નહિ. હું છું."

વાંચનાર ! એનો કંઠસ્વર સાંભળી પીછાની ગયા હશો. એ જાગીરદારનો મોટો પુત્ર નવનીત હતો. નવનીત ફરી બોલ્યો ! "ગુલાબ ! હવે તારે રસોઇ કરવાનું કષ્ટ સહન નહિં કરવું પડે. હું તારૂં સઘળું દુઃખ દૂર કરીશ."

"આ આપ શું કહી રહ્યા છો ? હું બ્રાહ્મણની પુત્રી છું. અને વળી વિધવા છું મારાથી એ પાપ કર્મ નહિ બને."

નવનીતે હસ્તાં હસ્તાં કહ્યું, "પાપ પુન્ય હું કશુંએ નથી માનતો. તારે મારે સ્વાધીન થવુંજ પડશે. મારૂં કહ્યું માનવુંજ પડશે."

"એ નહિ બની શકે."

"પણ હું તને છોડનાર નથી."

બીકથી ધ્રુજતાં ગુલાબે કહ્યું, "હું હમણાં બુમ પાડીશ. નહિ તો ગાડીમાંથી ઉતરી જાવ."

"બુમ પાડવાથી તારૂં કશુંએ વળનાર નથી. આ બહુ મોટું જંગલ છે. અહીં કોઇ નથી."

"અને બધી ગાડીયો ક્યાં છે ?"

" એ વાતનું તારે શું કામ ! "

આટલું કહી નવનીતે કપડાંનો ડુચો મોઢે માર્યો અને એમાંથી બચવા માટે ગુલાબે પ્રયત્ન કર્યો પરંતુ ગાડી નવનીતને સહાય કરી એટલે એ અભાગણી ગુલાબથી કશુંએ ન બન્યું. આ નરપિશાચના પાપી હાથે ગુલાબનું સતિત્વ નષ્ટ થયું. ગરીબ બિચારી ગુલાબને વિશ્વાસઘાતી કંચનલાલના પાપનું ફળ તો નહિ મળ્યું હોય ? પ્રભુ ! બચાવો !



# પ્રકરણ ચોથું.

—:(૦):—

## ગુલાબનું ભાગ્ય

જતાં જતાં નવનીતે ગુલાબને કહ્યું, "કેમ? આટલી તકલીફ સહન કરી? પહેલાંથીજ મારે સ્વાધીન થઇ હત તો આટલું કષ્ટ સહન કરવું ન પડત. ચાલ, હવે જાઉં છું ફરી મળી જઇશ."

નવનીત આટલું કહી ચાલ્યો ગયો. ગાડીવાન ગાડીપર બેઠો બેઠો જોરથી ગાડી ચલાવવા લાગ્યો. ગુલાબ એકલી બેઠી બેઠી રોતી હતી અને મનમાં વિચારતી હતી કે, "સ્ત્રીના સતીત્વનું રક્ષણ કરવામાં કેટલાં વિઘ્નો આવે છે."

રાત્રીના ત્રણ પ્રહર વ્યતીત થઈ ગયા હતા. ગુલાબ એકલી ચિન્તા કરતી કરતી ગુપચુપ ગાડીમાંથી ઉતરી પડી. કયાં જાય છે એનું એને જરાએ ભાન નહોતું. જયાં એની બે આંખો લઇ જાય ત્યાં તે ચાલી જવા લાગી. બહુ ચાલ્યા પછી એ થાક મટાડવા માટે તે એક વૃક્ષ નિચે બેસી ગઇ કેટલોય વખત એમ બેઠા પછી પાસેનું વસ્ત્ર એણે બીછાવ્યું અને એના ઉપર સુઇ ગઈ. એટલામાં સર્વદુઃખહારિણી નિદ્રાદેવીએ ગુલાબને પોતાની ગોદમાં લીધી.

થોડો વખત પસાર થયા પછી થોડે દૂર ઘોડાના ડાબલાનો અને ગાડીનો અવાજ સાંભળવામાં આવ્યો. ગાડી સાવ નજદીક આવી. ગાડીના ઉપર કોચમેન અને દરવાન બંન્ને બેઠા હતા

અને ગાડીની અંદર એક સુંદર પુરુષ વિરાજમાન થયો હતો. આ પુરૂષની અવસ્થા પાંત્રીસની લગભગ માલુમ પડતી હતી. કદાચ એકાદ વર્ષ વધુ ઓછું પણ હોય ! ચહેરો મ્હોરો જોતાં એ ભલા આદમી સરખો લાગતો હતો. ગાડીના દીવાના પ્રકાશમાં એણે ગુલાબને ઝાડ નીચે સુતેલી ભાળી. જોતાંજ ગાડી ઉભી રાખવાનું કહ્યું.

પેલા ગૃહસ્થ બત્તીના અજવાળામાં ગુલાબને ઝાઝી વાર સુધી જોઇ રહ્યા. આવી ભયાનક અને અંધકાર રાત્રીમાં આવા નિર્જન સુનસાન મેદાનમાં આવી સૌંદર્યશાલિની અતુલનીયા રૂપવતી રમણી કેમ આવી અવસ્થામાં-દશામાં પડી હશે ? એ એમાંનું કશુંએ ન સમજી શક્યા. થોડાજ વખતમાં એ ગૃહસ્થના મનમાં નાનાપ્રકારની ચિન્તાઓ ઉત્પન્ન થઇ. તેઓ એકજ દૃષ્ટિથી આંખને હલાવ્યા ચલાવ્યા વગરજ ગુલાબના સુન્દર મુખ કમળ, સુન્દર મોટાં મોટાં નેત્રો, નમણું નાક, કાળા અને લાંબા કેશ ગુલાબી પરવાળા સમાન ઓષ્ટોને જોઇજ રહ્યા. ગુલાબનાં સૌંદર્યે આ ગૃહસ્થને આકર્ષણ કર્યું. જેમ ચુંબક લોઢાને ખેંચે છે તેમ જોયું કે આની નિદ્રા બહુજ ગાઢ છે એટલે જલદી નહિ ઉઠશે. આ વિચાર આવ્યા પછી તેણે પોતાના કોચમીન અને દરવાન સાથે કામ વગર વધારે અવાજ કરી વાતો કરવા માંડી. એનું ફળ એ આવ્યું કે ગુલાબ ભયથી ધ્રુજતી, પોતાના કપડાં સંકોચતી બેઠી થઇ ગઇ.

પેલા ગૃહસ્થે જરા ચહેરા પર હાસ્યની રેખાઓ લાવી

ગુલાબને કહ્યું "નિદ્રા ઉડાડવાનો અપરાધી હુંજ છું મને ક્ષમા કરશો."

ગુલાબે આંખો ચોળતાં ચોળતાં કહ્યું, "આપ કોણ છો?"

"મને મારો પરિચય આપવામાં વાંધો નથી છતાં પણ તમો મને કોઈ રીતે ઓળખી શકશો નહિ. ચાલો જવા દો એ વાત, હું મુંબાઈમાં રહું છું, મારૂં નામ શીવપ્રસાદ છે. અહીં કેટલાક કામ માટે આવેલો છું. સવારે મેલ ગાડીમાં જનાર છું."

આ વાતનો કશોએ જવાબ આપ્યા વગર ગુલાબ વિસ્મયતાથી એ ગૃહસ્થ તરફ જોઈ રહી.

શીવપ્રસાદે પાછું કહ્યું, "આપને માઠું ન લાગે તો આપ આપનો......"

એક ઠંડો નિસાસો નાખી ગુલાબ બોલી "મારો પરિચય પુછો છો? બહુ બહુ વિચિત્ર વાતો છે. આ વખતે એટલો વખત નથી અને મારી કહેવાની ઈચ્છા પણ નથી."

"તમારી વાત પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આપને કોઈ પણ વાતનું દુઃખ છે. હવે તમો ક્યાં જવા ઇચ્છા રાખો છો? આવા દુઃખના વખતમાં એક નિરાધાર અબળાને હું કાંઈ સહાય કરી શકું તો હું મારી જાતને ભાગ્યશાળી માનીશ. આ સંસારમાં જેટલો પરોપકાર કર્યો તેટલોજ સાથે આવવાનો છે."

"મને રસ્તો બતાવનાર મારી બે આંખ્યો છે. મારે ક્યાં જવું એ હજી હું નિશ્ચય નથી કરી શકી."

"આ દશામાં આપને અહિં છોડી જવાની ઇચ્છા નથી

થઇ જો આપ મારા સાથે મારા ઘરે આવો તો મારાથી બનશે તેટલી સહાય હું આપને આપીશ. હું આપને મારી નાની બ્હેન સમાન ગણીશ એટલે મારા ઘરને આપ આપનું ઘરજ સમજજો.

ગુલાબે મનમાં વિચાર કર્યો કે જોવાથી અને વાતચીત ઉપરથી તો ભલા માણસ જણાય છે. અને ભવિષ્યમાં પણ વધારે ઉપકાર કરશે એમ લાગે છે આટલું વિચારી ગુલાબ બોલી, "જ્યારે આપ મારા પર આટલી કૃપા કરો છો તો મને આપને ત્યાં આવવામાં કશોએ વાંધો નથી, ઈશ્વરે મારી રક્ષા કરવા માટેજ આપને અત્રે ઉપસ્થીત કર્યા હશે."

"આપની આ વાતથી મને બહુજ આનંદ થયો મને આશા છે કે પરમકૃપાળુ પરમાત્મા જરૂર આપનું મંગળ કરશે."

ગુલાબ ઉઠી ઉભી થઈ. એને ગાડીમાં બેસાડી શીવપ્રસાદ સામે બેસી ગયા. ગાડી ચાલી. બીજે દિવસે સવારે તેઓ મુંબાઈ પહોચ્યાં.

અલબેલી મુંબાઈ નગરીને જોઇ ગુલાબ વિસ્મય પામી, મુંબાઇની અપૂર્વ શોભા અને સમૃદ્ધિ જોઇ એ મોહિત થઇ ગઈ એને બધું નવું નવું અને નવાઇ ભરેલું લાગ્યું. શીવપ્રસાદ એને ચારે બાજુ ફેરવી છેલ્લે ન્યુ નાગપાડામાં આવેલા એક મકાનમાં લઇ ગયો. આ મકાન અંગ્રેજી ઢબનું હતું, અને તેનો શણગાર પણ અંગ્રેજી ઢબનો હતો. ગાડીમાંથી શીવપ્રસાદ ઉતર્યા ગુલાબને ડાબી બાજુના ખંડમાં બેસવાનું કહી પોતે બીજી બાજુ ગયા. કેટલોક વખત પસાર થયા બાદ એક દાસી ગુલાબની

સેવા ચાકરી માટે ત્યાં આવી. દાસીના મુખથી શીવપ્રસાદના સરળ હૃદયની કેટલીયે વાતો સાંભળી એટલે ગુલાબને શાન્તિ થઇ. એનું મન હેઠું બેઠું.

જોત જોતામાં સંધ્યાકાળ થઇ ગયો. કેટલાક યહૂદીઓ પોતાની સ્ત્રી, પુત્ર પરિવાર અને કુટુમ્બ સાથે ફરવા નીકળ્યા હતા. ચારે બાજુ રોશનીનો ઝગઝગાટ ફેલાઇ રહ્યો હતો. શીવપ્રસાદનું મકાન રસ્તા પરજ હતું એટલે ગુલાબ એના ખંડની બારીમાંથી બેઠા બેઠા આ બધું જોઇ રહી હતી.

એનું મન આ શોભા જોવામાંજ મશગુલ બની રહ્યું હતું. એની વિચારમાળા આગળ ચાલી રહી હતી, આ વખતે શીવપ્રસાદ ગુલાબના ખંડમાં આવ્યા એમને જોતાંજ ગુલાબ ઉઠી ઉભી થઈ ગઈ.

શીવપ્રસાદે સહેજ મોઢું મલકાવી કહ્યું, “ મારા આવવાથી તમારે ઉભા થઇ આવકાર આપવો પડયો એ જોઇ મને દુઃખ થાય છે. કારણ કે પારકાંઓ માટે આ શિષ્ટાચાર યોગ્ય છે. તમો આવું વર્તન કરો એથી મને દુઃખ થાય.”

ગુલાબે માથું નીચું કર્યું. એની દષ્ટિ જમીન તરફજ હતી, છતાં પણ એના સુન્દર ગુલાબી ઓષ્ટો હસતા હતા. શીવપ્રસાદ પણ એ અલૌકિક શોભાને સ્થિર નેત્રથી જોઇ રહ્યા હતા.

શીવપ્રસાદે બોલવાની શરૂઆત કરી “ મુંબાઇ કેવું છે ?”

“ ઘણુંજ સુન્દર ” ગુલાબે પોતાનાં ચક્ષુ ઉંચાં કર્યાં અને શીવપ્રસાદ સામું જોઇ કહ્યું.

"હજી જોવા લાયક ઘણી ચીજો છે અને એ બધી તમને ઘેર લઈ જતા પહેલાં બતાવી દઈશ."

"ચાલો અગાસી પર જઈએ. ત્યાંથી રોશનીમાં મુંબાઈની શોભા ઓર દેખાશે." શીવપ્રસાદે કહ્યું. અને તેઓ આગળ ચાલવા લાગ્યા.

ગુલાબ હર્ષ સાથે એમના પછવાડે ચાલી. ઉપર જતાં જતાં ત્રીજે માળ એક ખંડ આવ્યો. એની ચારે બાજુ કમાડો હતાં. અંદર એક સુન્દર કારપેટ બીછાવેલ હતી. એની દિવાલો આંખને ઠંડક આપનાર લીલા રંગથી રંગેલી હતી. એની ઉપરની શીલીંગ પણ લીલા રંગથી રંગેલી હતી. એક બાજુ મોટો પલંગ પડયો હતો. દિવાલ પર રાજા મહારાજા અને કેટલાક દેશભકતોના ફોટાઓ ટાંગેલા હતા. એક બાજુ માત્ર એક મોટો આયનો લટકાવેલો હતો. આ ખંડની ઉપરજ અગાસી હતી. ત્યાં શીવપ્રસાદ અને ગુલાબ ગયાં. ચારેબાજુની રોશની ગુલાબને બતાવી અને પછી કહ્યું, "આવો, હવે આપણે દિવાનખાનામાં બેસીએ."

ગુલાબ ખંડના દીવાનખાનામાં દાખલ થઇ અને એક બાજુ પડેલા કોચ ઉપર બેસી ગઇ. શીવપ્રસાદ પણ બીજા કોચ પર જઇ બેઠા. કેટલોક વખત બંન્ને મૌન રહ્યા બાદ શીવપ્રસાદે કહ્યું, "હવે તમે તમારા પર આવેલી વિપદની સઘળી વાતો મારાથી છુપાવ્યા વગર મને કહો. મને આશા છે કે તમો તમારા ભાઇથી કોઇ વાત છાની રાખશો નહિ."

ગુલાબ શરમાતાં શરમાતાં બોલી "એ વાતો કહેતાં મને

ઊબકા આવે છે અને વળી હજી મારું શરીર અવ્યવસ્થિત છે. અર્થાત મને જોઇએ તેવું સારું નથી."

"બહુજ દિલગીરી ભરેલી વાત છે કે તમે તમારા શરીરની સ્થિતિ પહેલા કેમ ન જણાવી."

આટલું કહી શીવપ્રસાદે એક દિવાલમાં નાનોશો કબાટ હતો તે ઉઘાડયો અને અંદરથી એક શરાબનો શીસો કાઢયો. શીસા પર ચારે બાજુ સોનેરી કાગળ ચોડેલો હતો. એ શીસો ખોલવામાં આવ્યો અને અંદરના શરાબને એક ગ્લાસમાં રેડી ગુલાબ પાસે લઇ ગયા અને કહ્યું, "તમે આ પી જાવ. તમારી તબીયત સારી થઈ જશે. આ મહા ગુણકારક ઔષધી થોડા દિવસ થયાંજ પ્રાપ્ત થઇ છે."

ગુલાબે થોડું પીધું અને બોલી, "આમાં તો દૂર્ગંધ આવે છે, હવે તો નહિ પીવાય. કડવી પણ કેવી છે?"

"દવા કોઈ દિવસ મીઠી ભાળી છે?"

આટલું કહી શીવપ્રસાદે એક લેમોનેડની બાટલી ઉઘાડી ગ્લાસમાં રેડી અને થોડો શરાબ પણ નાખ્યો. આ જોઈ ગુલાબ બોલી "આ તો મેં નાના છોકરાઓને પીતાં ઘણી વાર જોયા છે." ગુલાબે કાળુપુરમાં ઘણાં માણસોને સોડા લેમોનેડ પીતા જોયા હત્તા એટલે એવા ઘાટનીજ બાટલી જોઈ ઉપરની વાત શીવપ્રસાદને જણાવી.

શીવપ્રસાદે સ્હેજ મોઢું મલકાવી કહ્યું, "હું કાંઈ તમને ખરાબ ચીજ આપું ખરો કે?"

ગુલાબનો વિશ્વાસ આથી વધ્યો અને એને એમ થયું કે જો આ દવા હું નહિં પીઉં તો મારા ઉપકારદાતા શીવપ્રસાદને ખોટું

લાગશે એથી લાસની અંદર રહેલો સઘળો શરાબ એ પી ગઈ.

ધીરે ધીરે આ દુર્બલ રમણીના અંગો ઉપર અને હૃદય પર શરાબે પોતાનો અધિકાર જમાવી દીધો. નશાની બેભાનાવસ્થામાં એણે પોતાનું નામ ગામ અને તેના પર વિતેલાં વિતકોનું વર્ણન કરી દીધું. શીવપ્રસાદે તેનો વૃત્તાંત સાંભળી બહુ દુઃખી થયાનું જાહેર કર્યું અને ગુલાબને આશ્વાસન આપતાં બોલ્યા:—

"હવે તો પહેલા કરતાં તબીયત સારી છે ને?"

"હાજી, કાંઇક ઠીક છે."

"ત્યારે તો જરા વધારે દવા પીયો તો સારૂં."

"નહિંજી હવે તો નહિ પીઉં."

ગુલાબનું બોલવું શીવપ્રસાદે ધ્યાનમાં નજ લીધું અને પાછો શરાબનો પ્યાલો ભર્યો. ગુલાબે પીવામાં ઘણી આનાકાની કરી પરંતુ શીવપ્રસાદે દવા તો સારી એ રીતે આગ્રહ કરીને એ પ્યાલો પણ પાઇ દીધો.

થોડીવારમાં નશાથી ગુલાબ બેશુદ્ધ થઇ અને ત્યાંજ એજ કોચ ઉપર સુઈ ગઇ.

# પ્રકરણ ૫ મું.



## સત્યાનાશ

વિશ્વાસરાય જાત્રામાં બહુ દિવસ ન રોકાયા. તે આવવાના હતા તેના બે દિવસ અગાઉ સંધ્યા સમયે પ્રવીણના મકાન આગળ ધુમાધુમ સંભળાવા લાગી. શોરબકોર વધવા લાગ્યો. જ્યોત્સ્ના એનો ભાવાર્થ કે કારણ સમજી ન શકી અને પ્રવીણ આ શોરબકોર શેનો છે તે જોવા માટે પોતાની ડેલીનું કમાડ ખોલી બહાર આવ્યો. જેવો તે બહાર આવ્યો કે તરતજ પોલીસે તેને પકડી લીધો અને હાથમાં હાથકડી પહેરાવી દીધી.

જ્યોત્સ્ના કમાડની તીરાડમાંથી બધું જોતી હતી. પોતાના પતિને અકસ્માત કેદ થયેલો જોઇ એ ગભરાઇ અને તેનાથી રાડ પડાઇ ગઈ. આસપાસના પાડોસીઓ ભેગા થઈ ગયા, કેટલીએ સ્ત્રીઓ આવી પરંતુ પ્રવીણના કમાડ આગળ માણસની સંખ્યા વધારે હતી એટલે તેઓ પાછી ચાલી ગઇ.

પ્રવીણને આમ અચાનક બંધન થવાથી તે ગભરાઇ ગયો. કશું બોલી પણ ન શકયો. વિનય સાથે એણે ફોજદારને પુછયું, "મને શા અપરાધે પકડવામાં આવે છે ?"

ફોજદારે હસતાં હસતાં જવાબ આપ્યો, "બનાવટી વાત કેવી સીફતથી કરે છે પકકો ચોર છે."

પ્રવીણ વધારે નવાઇ પામ્યો અને બોલ્યો, "હું ચોર છું ?"

ફોજદારે ડોળા કાઢતાં કહ્યું, "ના, ના, તું સાહુકાર છો."

"પણ મેં તમારો શો ગુન્હો કર્યો છે?"

"ચુપ રહે! સુવરના બચ્ચા." ફોજદારે ગુસ્સાથી કહ્યું.

પ્રવીણ હતાશ થઈ ગયો અને તેના કરતાં વધારે હતાશ થઈ જ્યોત્સ્ના. આ તો વગર વરસાદે ગર્જના વજ્રપાત થયો.

કેસ ચાલ્યો. ફરીઆદની મતલબ એવી હતી કે, એક ગાય પ્રવીણના ખેતરમાં કાંઈક ખાવા પેઠી હશે. એણે ગાયને પકડી અને બીજાને વેચી દીધી અને ગાયના માલિકે ફરીઆદ કરી. કેટલાક દિવસ બાદ પત્તો લાગ્યો કે અહીંથી થોડે દૂર ગામડામાં ગાયને વેચવામાં આવી છે. એ લેનાર ધણીયે કહ્યું કે મેં આ ગાય વેચાતી લીધી છે. ચોરી નથી કરી એવા સાક્ષી પણ ઉભા કર્યા અને કહ્યું કે મેં એ ગાય તો સારા જાણીતા આદમી પાસેથી વેચાતી લીધી છે. એ માણસનું નામ તે જાણતો નથી. એ કાળુપુરમાં રહે છે. એ આદમીએ પોલીસની રૂબરૂ પ્રવીણને ઓળખી લીધો. ત્યાર બાદ એમ પણ સાબીત થયું કે પ્રવીણે ગાય પકડેલી હતી અને તે પાસેના ગામડા તરફ જતો હતો. બીજા ત્રણ સાક્ષીઓએ કહ્યું કે તે ગાય લઈ વાણીઆને ત્યાં જતો હતો, વાણીઆના પાડોશી ત્રણ ચાર જણાઓએ સાક્ષી આપી કે પ્રવીણ ગાય લઈ અમારા ઘર નજદીક રહેતા વાણીયાને ત્યાં આવેલો, ત્યાં પ્રવીણને જમતાં ભાળેલો છે અને બીજે દિવસ ગાયનું મુલ્ય રૂપિયા વીસ લઈ જતાં પણ ભાળેલ છે, આથી વધારે પ્રમાણ શું જોઈએ?"

આ અણધારેલા બનાવથી–વજ્રપાત પડવાથી જ્યોત્સ્નાની શું સ્થિતિ થઇ તેનું વર્ણન વર્ણવી શકાય તેમ નથી. અભા જ્યોત્સ્નાએ આજ લાજ શરમ છોડી પોતાના પતિ પર પડે સંકટ માટે કલ્પાંત કરતાં બોલી:—

"નાથ ! કયાં જાવ છો ? મને પણ આપની સાથે લે જાવ."

પ્રવીણે એના સામે જોવા માટે મોઢું ફેરવ્યું પરંતુ સીપાઇ એકજ ફટકાથી તેમ કરતાં તે ડર્યો. પ્રવીણને પકડયાની ખબ રમેશને પડી ગઇ હતી. તે દોડતો આ તરફ આવતો હતો. પ્રવી તેને જોયો અને કહ્યું, "રમેશ ! જ્યોતિનું ધ્યાન રાખજે."

આથી વધારે વાતચીત ન થઇ શકી. બાલ્યસખા રમે પણ કાંઈ વધુ બોલ્યા વિનાજ જ્યોત્સ્નાને સાથે લઈ ઘર તર આવ્યો. જ્યોતિને ઘેર પહોંચાડી રમેશ પાછો પોલીસ કોર્ટે આવ્યો ફોજદારને અરજ કરી કે મારે પ્રવીણ સાથે બે ચાર વાતો કરવાની છે; પરંતુ રજા આપવામાં ન આવી. પ્રવીણે લાચારીથી કહ્યું:–"મારી સાથે વાત કરવી નકામી છે. જો જીવતા હોઈશું તે કાલે ન્યાય કચેરીમાં મળશું અને ત્યાં આપણે કોઇ જાતના નિર્ણય ઉપર આવી શકશું. હા, આ વાતનું ખાસ ધ્યાન રાખવું કે જ્યોત્સ્ના જે કહે અને સલાહ આપે તે પ્રમાણેજ કામ કરવું."



# પ્રકરણ ૭ મું.

## મીજલસ.

કાળુપુરના કાંઠે સુન્દર સરિતા વહેતી હતી અને આસપાસ કેટલીયે વાડીઓ હતી. તેમાં ખાસ કરી હમણાં તાજા બનેલા જાગીરદાર વિશ્વાસરાયની વાડીઓ વધારે હતી. એક વાડીને જાગીરદારના પુત્રે બગીચાના ઘાટમાં ફેરવી નાંખી હતી. ત્યાં એક રોનકદાર મકાન બંધાવ્યું હતું અને દિવસ અને રાત્રિનો ઝાઝો ભાગ તે ત્યાંજ પસાર કરતો. મકાન છેલ્લામાં છેલ્લી ઢબનું બંધાયલું હતું. મકાન બેઠા ઘાટનું પણ સુન્દર હતું. આ મકાનના એક દિવાનખાનામાં એક યુવાન પુરૂષ કપડાં ઓઢી કમર લચકાવી નાચ કરી રહ્યો હતો અને સાથે સાથે ગાયન ગાતો હતો. એનું નામ અનંત હતું. શ્રોતા અને જોનારામાં એક તો નવનીત અને એના બે મિત્રો, ભાનુ, છબીલ, હતા. એક નોકર દરવાજા પાસે ઉભો રહી આ ગાણું સાંભળતો હતો.

નવનીતે પોતાની ડોકમાંથી સોનાની ચેઈન કાઢી નાચનારને આપતાં કહ્યું:—" અનંત, લે આ ચેઇન ઇનામમાં."

" આ તો ગાવાનું ઇનામ, પરંતુ મારી અક્કલ હોશિયારીનું ઇનામ ક્યાં ?"

' કેસ ચાલી ગયા બાદ. તે બાબત તારે જરાયે મુંઝા-

વાનું નથી.''

"કેસ ચાલવામાં હવે શું બાકી ! કેદ મળીજ સમજોને ?"

"એ તો થશેજ, પરંતુ જેને માટે માટે આ તર્કટ કરવું પડયું તેનું શું ?''

"એ તો ગુમ થઈ ગઇ, એનો કયાંઇએ પત્તો લાગતો નથી.''

"હેં ! શું ગુમ થઇ ! અને કયાં ?''

"આમોદપુર '' અનંતે એક ગામડાનું નામ દઈ દીધું.

"ત્યાં કોણ છે ?'' નવનીતે પુછ્યું. એ ગાદી ઉપરથી અડધો બેઠો થઇ ગયો.

"ત્યાં જ્યોત્સ્નાનો મામાનો દીકરો ભાઇ રહે છે. તે ત્યાંની કોર્ટમાં કામ કરે છે ત્યાં ગઇ છે.''

"કેસ લડવા માટે જરૂર એ પાછી આવવી જોઇએજ.'' નવનીતે વિચાર્યું.

"જો, પ્રવીણને સજા થશે તો તે નહિ આવે ?"

"તેં કેમ જાણ્યું ?"

"એના ઘરના માણસો પાસેથીજ સાંભળ્યું છે.''

"બધો ખેલ બગડી ગયો. ધારેલું ધૂળ મળ્યું. આશા નિરાશામાં ફેરવાઈ ગઇ પ્રભુ ! ''

"અને એ બધું તમારેજ લીધે થયું એનું તમને ભાન છે ? જ્યારે તમે અન્તૂની મા સાથે વાતચીત ચલાવેલી ત્યારે જોરજુલમ કરવાની વાત ના કહ્યા છતાં તમે કહેવરાવી અને એ દિવસે મારૂં માન્યું નહિ.''

" કોણ જાણતું હતું કે આમ થશે? પૈસાના જોરથી સિંહણનું દુધ પણ મળી શકે છે. જર ઉડાવવામાં જરાએ વાંધો નથી. એ વાતનો મને તે વખતે ખ્યાલજ ન આવ્યો કે આમ કહેવરાવવાથી એ હાથથી જશે! જે થયું તે ખરૂં—હવે જોયું જશે."

" મારૂં કહ્યું માનશો ? "

" કહો, તમે શું કહેવા માગો છો ? " સ્વાર્થને અંગે વિવેક દર્શાવતાં નવનીતે કહ્યું.

" કેસ ચાલી જવા દો. પછી કર્મક્ષેત્રમાં કુદી પડવાનો જરાએ વિલંબ નહિ થાય. પેલા રમેશને ઠીક કરવાની જરૂર છે, એ સાલો બદમાશ છે."

" કેવી રીતે ઠીક કરવો જોઇએ ! "

" એક દિવસ રસ્તામાં લાકડી મારી એનું માથું ફોડવું જોઇએ."

" પછી ? "

" અને એને જ્યારે હોસ્પીટલમાં સારવાર માટે લઇ જાય ત્યારે એની હરીગંગાને અહીંઆ ઉપાડી લાવો."

" માયડીયર અનંત, ખુબ વિચાર કરી રાખ્યો લાગે છે. હરીગંગા જ્યોત્સ્નાનાં કરતાં રૂપ રંગ અને ચહેરે મહોરે વધારે દેખાવડી છે. માત્ર જ્યોત્સ્નાનો રંગ ચમકદાર છે નહિંતર હરીગંગા આગળ જ્યોત્સના પાણી ભરે."

" પણ એ રસ્તો બહુ ખરાબ છે." છબીલે વચમાં ટાપસી પુરી.

" એ ક્યાંઇ ફરીઆદ તો નહિં કરે ને!" નવનીતે ધબકતા

હૃદયે કહ્યું.

"આંહિ તો બધા ભવિષ્યવકતાજ ભેગા થયા લાગે છે." ભાનુએ કહ્યું.

"જે કામ તમે કર્યું છે, તે કામ જો કોઇ બીજાએ કર્યું હોય તો જરૂર એને બાર વર્ષની જેલ મળે. માત્ર તમેજ નશીબદાર કે બચી ગયા." અનંતે ભય બતાવવા કહ્યું.

"લક્ષ્મીવાનની વાત બહુ વિચીત્ર છે સમજ્યા ?"

"એ તો બધું ચાલે સમજ્યા ?" છબીલે પોતાનો મત જાહેર કર્યો.

નવનીત હવે કંટાળ્યો હતો, વખત પણ ઘણો પસાર થઇ ગયો હતો. એટલે બીજી કેટલીક વાતો કરી સર્વ જુદા પડયા. સૌ સૌને સ્થાને ગયા.

એક તો પ્રવીણનો કેસ પોલીસખાતાએ બનાવટી ઉભો કર્યો, વળી તેમાં સાક્ષીઓ પણ સારા અને મુદ્દાસર મળ્યા. ન્યાયાધિશ સાહેબ આવાં કારણોને અંગે પ્રવીણને છુટો નજ કરી શકયા. સાધારણ માણસો પણ આથી નારાજ થયા. અને સૌ કોઇએ માની લીધું કે પોલીસનો બનાવટી કેસ ગમે તેવો હોય તો પણ એમાં સામાવાળાને ફત્તેહ મળેજ નહિ પછી ભલે તે નિરપરાધી હોય ! પણ અવશ્ય તેને દંડ કે શિક્ષા થવાનાંજ. ન્યાયાધિશ મનમાં સમજતા હતા કે, પ્રવીણ નાહક માર્યો જાય છે પણ પોલીસ લોકોની બનાવટ આગળ, ખોટા સાક્ષીઓ ઉભા કર્યા ત્યાં દેશી રજવાડાનો ન્યાયાધિશ આત્માના અવાજને માન કયાંથી

આપી શકે ? પ્રવીણને છ માસની સજા કરવી પડી.

એક તો પૈસાના અભાવે પ્રવીણ પોતાના બચાવ માટે કશુંએ ન કરી શક્યો, તે છતાં પોલીસ એને વધારે સજા અપાવવા ઇંતેજાર હતી.

કેસને દહાડે કોર્ટથી થોડે દૂર ફોજદાર કેટલાક આદમીઓ સાથે બેઠો હતો. તેણે આસપાસ બેઠેલા આદમીઓને કહ્યું, "જે જે સાક્ષીઓ છે તે જો જુબાની આપતાં ભુલ કરશે તો એની હું ખબર લઇ નાખીશ. આ બુટથી એના માથાના વાળ ઉતરી જશે."

જ્યોત્સના પાસે ઘરેણું ગાંઠું તો હતુંજ નહિ. માત્ર સૌભાગ્યનાં ચિન્હરૂપ લાકડાની ચુડીઓ અને ઉપર પીતળની ચાપો હતી એટલે શું વેચીને કેસમાં મદદ કરે ! છતાંએ એની ડાબમાં એક સ્ત્રી ધન તરીકેનું ઘરેણું બાકી રહ્યું હતું. તે તેણે રમેશે ના પાડયા છતાં પણ કેસ લડવા માટે આપી દીધું. રમેશે અપીલ કરી પરન્તુ એનું કશુંય ફળ ન આવ્યું. લાચાર અને નિર્દોષ પ્રવીણને જેલખાનામાં તંગડી પહેરી કામે લાગવું પડયું. આવાં ફળ કયા પાપનાં ભોગવવાં પડતાં હશે તે તો પ્રભુ જાણે. દૈવની ગતિને કોણ જાણી શકયું છે ? જ્ઞાની લોકો એમ માને છે કે જરૂર આમાં રહસ્ય સમાયેલું છે, કારણ પરમાત્મા જે કરે છે તે ભલાને ખાતરજ કરે છે. કારણ કે, એને પક્ષપાત નથી.

આ અચાનક આવી પડેલું સંકટ જ્યોત્સનાને અસહ્ય થઇ પડયું. એ વિચારે એને મહાભારત, રામાયણ યાદ

આવ્યાં, અને મનમાં વિચારવા લાગી કે, આ સંસારમાં અસંભવીત શું છે? કદાચ બીજાને એમ લાગે કે આ નજ બને પરંતુ મારા માટે તો જરૂર આમ બન્યું છે. કારણ હું સર્વથી વધારે પાપી, અધમ છું. દિલગીરી સાથે કહેવું પડે છે કે એની વીપદનો અંત અહીં ન આવ્યો. વિશ્વાસરાયે રુ. ૫૦૦ નો દાવો કર્યો, જેલની અંદરજ પ્રવીણને સમન્સ પહોંચાડયો, ડીક્રી થઈ ગઈ. પ્રવીણ જ્યારે જેલખાનાની સજા ભોગવી છુટયો ત્યારે ડીક્રી એના ઉપર બજાવી અને જે કાંઇ સંપત્તિ બચી હતી તે સઘળી લિલામ કરી નાંખી. દસ વિઘા જમીન અને મકાન પણ લિલામ કરતાં એ રૂા. પાંચસો વસુલ ન થયા તે નજ થયા.

પ્રવીણ જેલખાનામાંથી છુટયો ત્યારે જ્યોત્સ્ના ગામમાં ન હતી. પ્રવીણને વિચાર આવ્યો કે મારે ચાલ્યા જવું એજ ઉત્તમ છે એટલે કોઇને પણ કહ્યા વગર એ ચાલ્યો ગયો.

નવનીત વિગેરેને એમ હતું કે પ્રવીણ પોતાનું મકાન લિલામ થતું જોઇ જરુર અમારા શરણમાં આવશે; પરંતુ એમાનું કશુંએ ન બન્યું. અને પાછું વાળી જોયા વગર કાળુપુર છોડી પ્રવીણ ગયો. જ્યોત્સ્ના કહેતી તેમ પરદેશ ગયો. એટલે મુંબાઇ ગયો. પાસે પૈસા ન હતા એટલે દુઃખનો પાર ન રહ્યો. આટલું છતાં એ આનંદમાં હતો અને તેનું કારણ માત્ર એજ હતું કે પોતાની પ્યારી જ્યોત્સ્નાનું સતિત્વ નષ્ટ થયેલું ન હોતું જોયું. એ એને મન આનંદની વાત હતી.

આ બધું તો આમ અનેક તર્કથી બની ગયું. પરન્તુ

નવનીતનો ક્રોધાગ્નિ શાંત ન થયો. સ્વાર્થે એને આંધળો બનાવી દીધો. એનું પરિણામ એ આવ્યું કે રમેશના ઘરમાં ચોરી થઇ. ધાડું પડયું અને આગ લાગી. આટલું છતાંએ નવનીતને સંતોષ કે શાંતિ ન થયાં. રમેશની સ્ત્રીનો એજ રાત્રિથી કયાંઇ પત્તો નહોતો મળતો. એની દરેક પ્રકારની શોધખોળ કરવામાં આવી પરંતુ કયાંઇ પત્તો નજ લાગ્યો. દિવસ પછી દિવસ મહિના પછી મહિનાઓ વિતવા લાગ્યા, પરંતુ એનો કયાંઇ કશોએ પત્તો નજ લાગ્યો. જ્યોત્સ્નાના આ ખબર સાંભળી બહુજ દુઃખી થઇ. મનમાંજ કહેવા લાગી શું બને છે? અત્યાચારીને ઇશ્વર સજા કેમ નહિ કરતો હોય?"



## પ્રકરણ સાતમું.



### રમેશની દશા

રમેશ જીલ્લા માજીસ્ટ્રેટ પાસે ગયો અને બધી વિતક વાર્તા તેમને કહી. એનું ફળ સારૂં ન આવ્યું. કેટલાકને કેદ પકડવામાં આવ્યા. રમેશ પણ એમાં સપડાયો. સમાચાર પત્રોએ આ લુંટ માટે બહુજ લખ્યું. પરિણામ કશુંએ ન આવ્યું. એક દિવસ જીલ્લા પોલીસ કમીશ્નર કાળુપુર ગયા અને જાગીરદાર વિશ્વાસરાયને નવનીતનાં બધાં કારસ્તાનોથી વાકેફ કર્યા. ત્યાર બાદ નવનીતને સખત ઠપકો આપવામાં આવ્યો અને કેટલોક દાબ

પણ રાખવો શરૂ કર્યો. પણ નવનીતની માતા એનું ઉપરાણું લેતી એટલે જાગીરદાર ઠંડા પડી જતા. રમેશને ત્યાં પડેલ ધાડ માટે નવનીતને કોર્ટમાં હજારો રૂપિયા ખરચવા પડયા હતા. આ ઘટના બન્યા પછી થોડાજ દિવસમાં વિશ્વાસરાય જાગીરદારનાં પત્નિ મરણ પામ્યાં.

જેનું હૃદય નિષ્ઠુર હોય છે તેને સ્ત્રી પુત્ર તરફ જરાયે પ્રેમ નથી હોતો. જે સ્વાર્થી છે, જે માણસ પોતાના સ્વાર્થ માટે સંપૂર્ણ સ્નેહીઓનોને ત્યાગ કરી શકે છે એ રીતના વિશ્વાસરાય જાગીરદાર હતા. સ્ત્રીનો શોક એમને બે ચાર દિવસ રહ્યો અને પાછું ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું. વિશ્વાસરાયને બે પુત્ર હતા. નવનીતની ઉમર પચ્ચીસની અને નાના દિનબંધુની વીસ વર્ષની. બન્નેના વિવાહ થઇ ગયા હતા. મોટી વહુનું નામ રાજલક્ષ્મી અને નાનીનું નામ શારદા. બન્ને પૂર્ણ યૌવનમાં અને સ્વરૂપવાન હતી. બન્નેમાંથી એક પણ વહુને સંતાન નહોતું. નવનીતને માતાના મરણથી કશોએ શોક ન થયો પરંતુ દિનબંધુ અને શારદાને બહુજ લાગી આવ્યું.

મુંબાઇમાં નવનીતને મિત્રોની ખોટ નહોતી. ગરીબની પાસે એનો અભાવ હોય; પરંતુ અમીર અને ધનવાનના પુત્રો પાસે અભાવ ક્યાંથી હોય? એ ન્યાયે નવનીત આગળ ખુશામતીયા મિત્રોનો તોટો ન હતો. અલબેલી મુંબાઇ નગરીમાં વિલાસના સાધનોનો તોટો હોયજ શેનો? મુંબાઇ આવ્યા પછી એણે મોજ વિલાસમાં પૈસો ઉડાડવા માંડયો. નિત્ય નવા નાટકો અને નાયકા-

ઓના ગૃહમાં જવા માંડયું. નાચ મુજરા થવા લાગ્યા. નવનીતે પૈસા મેળવવા માટે કેટલીક વાર મુનીમને ઠગેલો; પરંતુ એ પણ હવે ચેતી ગયો. આ બધા કારણોને અંગે નવનીત અને દિનુને મહિને પચ્ચાસ રૂપીયા આપવા વિશ્વામરાયે હુકમ કરી દીધો. નામ પ્રમાણે ગુણ ધરાવનાર નવનીતને પચ્ચાસ રૂપીયા એક રાત માટે પણ પુરતા ન હતા.

નવનીતે નવી યુક્તિ કાઢી. પોતાના પિતાને વશ કરવા માટે બનાવટી વિનય બતાવી કહ્યાગરો થવા લાગ્યો. અનેક પ્રકારની બીજી ચેષ્ટા કરી, પરંતુ સર્વ નિષ્ફળ ગયું. અને એથી એ ઉન્મત્ત બન્યો આખરે બદલો લેવાના વિચાર પર આવ્યો.

નવનીતે કાશી જાત્રા જવાનું બહાનું કાઢયું અને ત્યાં ગયા પછી જ્યારે પિતાજી બોલાવશે ત્યારે યોગ્ય રસ્તો કરી લઇશ એમ તેણે વિચાર્યું. એણે પોતના નાનાભાઇને પણ સાથે આવવાનું સમજાવ્યું. દિનુની ઇચ્છા જવાની જરાયે ન હતી; પરંતુ મોટા-ભાઇનાં વચનને એ ઉથાપી ન શકયો.

નવનીતે પોતાના પિતાને કહ્યું. તેમણે ના પાડી અને થોડા દિવસ પછી જવાનું કહ્યું અને છેવટે રજા આપી. નવનીત, અને દીનુને જવાનું નક્કી થયું. કેટલાક દિવસ કાશીમાં રહી બીજાં શહેરો પણ જોવાં એવો નિશ્ચય કર્યો. બન્ને વહુઓ મુબાઇમાંજ રહી. શારદાની ઇચ્છા દિનુ ન જાય એવી હતી. આવી અવસ્થામાં પિતાને મૂકી જવાનુ એને મન દુઃખકર હતું; પરંતુ આ વાત પોતાના પતિ આગળ ન કહી શકી, કંઇક લજ્જા પણ આવી. વળી અર્થનો કયાંઇક અનર્થ થઇ જાય.

# પ્રકરણ આઠમું.

---

## સરયુ.

સરયુ એક ગરીબ કન્યા હતી. એની ઉમ્મર વીસ વર્ષની હતી. પરંતુ કારણવશાત હજી સુધી એ કુંવારી હતી. જ્યારે એની ઉમર તેર વર્ષની હતી, ત્યારે એનો વિવાહ થવાનો હતો, પરંતુ તેના પિતાનું અચાનક મૃત્યુ થવાથી વિવાહ ન થઇ શક્યા.

સરયુ ભણેલી હતી. એને વાંચવાનો શોખ હતો. ભરત ગુંથણમાં એ ઘણોખરો વખત પસાર કરતી, આ સિવાય એ રૂપવંતી પણ હતી. સુભાષિણી સુહાસિની અને સુરસિકા હતી. વિશ્વાસરાયને ત્યાં તે અવારનવાર આવ્યા કરતી. એમની પુત્રવધુઓ સાથે વાર્તાલાપમાં વખત પસાર કરતી અને વખતે ભરતગુંથણ પણ શીખવતી. આથી બન્ને વહુઓ તેની સાથે પોતાનો દિવસ આનંદમાં પસાર કરતી.

સરયુ વિશ્વાસરાયના મકાનના નાના દ્વારથી અંદર આવતી અને વહુઓ પાસેજ બેસી રહેતી એટલે આજ દિવસ સુધી સરયુ વિશ્વાસરાયની નજરે પડી ન હોતી. ભાગ્યવશાત આજેજ વિશ્વાસરાય એ ખંડમાં આવ્યા. કારણ કે તીજોરી એ ખંડમાં હતી અને એ ઉઘાડવા માટેજ અંદર દાખલ થયા. દાખલ થતાંજ સરયુ અને તેમની ચાર આંખ થઈ.

"મળી દષ્ટો દષ્ટ."

સરયુએ લાજ ન કાઢી, કારણ કે, કુંવારી હતી. એણે માત્ર પોતાની નજર નીચી કરી, સ્હેજ માથું નમાવ્યું. વિશ્વાસરાય એના તરફ એકીટસે જોઈ રહ્યા અને મનમાંજ બોલ્યા, "આ રૂપ સુંદરી અહીં ક્યાંથી ?"

યુવાવસ્થામાં વિશ્વાસરાયનું જીવન કેવું હતું તે બતાવવાની કશીએ જરૂરત નથી.

બહાર આવી તેમણે રસોયણને પુછ્યું, "આ કોની છોકરી છે ?"

રસોયણ સવાલનો મર્મ સમજી ગઈ, કંઈક હસતાં અને ગર્દન હલાવતાં કહ્યું, "એ તો તો સરયુ છે. આપણા ઘરની પછવાડેજ રહે છે, અને પાછું ધીમે સાદે બોલી, "હજી સુધી કુંવારી છે." આટલું કહી એણે મોઢું ફેરવતાં કહ્યું. "અસલ આપણી જાતનીજ છે, પરંતુ પૈસા નથી. માત્ર એક વિધવા છે આ સિવાય કોઇ નથી."

આટલું કહી રસોયણે વિશ્વાસરાય સામે જોયું. રાયસાહેબ મનમાં હરખાતા હતા પરંતુ કહે કોને ? ઉમર લગભગ પંચાવનની થવા આવી હતી. વળી ઘરમાં બે પુત્રવધુ–કહે કોને ?

રસોયણ ગંભીર ભાવ ધારણ કરી બોલી, "કહો તો વાત-ચીત ચલાવું. તમે મારા માટે મનમાં કશુંએ લાવશો નહિ. આ વાત મારા અને તમારા વિના અન્ય કોઇ જાણનાર નથી એ માટે આપ બેફીકર રહેજો. વળી આપની ઉમર કાંઇ મોટી ન કહેવાય, એ તો છોકરાઓ છે એટલે ઉમર દેખાઇ આવે. બાકી

અત્યારે આપની ઉમર કાંઈ મોટી ન ગણાય ! વિવાહ કરો, વળી એમાં છોકરાં થશે, આપની મરજી હોય તેમ કરૂં. બાકી આપની ઉમરના બીજા માણસો આમ ચુપચુપ બેસી તો નજ રહે."

થોડીવાર વિચાર કર્યા પછી રાયસાહેબે કહ્યું, "વારૂ, વાત-ચીત ચલાવી જો. પણ કોઈને ખબર ન પડે એ ધ્યાન રાખજો."

"નારે" એટલું કહી તે ત્યાંથી ચાલી ગઈ. આ બાજુ રાયસાહેબ પણ દિવાનખાનામાં ચાલ્યા ગયા.

આજ પેલી રસોયણના હાથમાં સોનાની બંગડીઓ અને ગળામાં દસ ગદીઆણાનો ચંપાહાર પડયો હતો. એણે પહેરેલાં વસ્ત્ર પણ કિંમતી દેખાતાં હતાં. કારણ કે, વિશ્વાસગામ જાગીરદારનો એણે વિવાહ કરાવી આપ્યો હતો. આ સંબંધ શી રીતે જોડાયો એની કોઈને પણ ખબર ન પડી. ઘુંઘટ કાઢી સરયુ ઘરમાં દાખલ થઈ ત્યારે રસોયણે કહ્યું, "નાની વહુ, તમો ક્યાં છો ? અહિં આવો, અને તમારાં નવાં સાસુજીને પગે પડો."

સરયુ તો સીધી દિવાનખાનામાં ચાલી ગઈ. બન્ને વહુઓ આશ્ચર્યથી આ જોઈ રહી. સરયુએ બન્ને વહુઓને બોલાવી:– "અહીંયાં આવોને?"

બન્ને વહુઓ અંદર ગઈ અને સરયુને પ્રણામ કર્યાં. ગઈ કાલની ગરીબ સરયુ આજ એમની પૂજ્ય સાસુ બની હતી ! વિધીને કોણ પહોંચનાર છે.

વિવાહના સમાચાર બન્ને પુત્રોને મળ્યા. આ સમાચાર સાંભળતાંજ એમના હૃદયને સખત આંચકો લાગ્યો. પરંતુ હવે

શું થાય? તેઓ મુંબાઇ આવ્યા અને ત્યાં પિતાના જુદાજ રંગઢંગ જોયા. વિશ્વાસરાયના શરીર પર નૈનસુખના પંચીઆને બદલે ઉંચી કાળી કિનારનું ઝીણું ધોતીયું. સુન્દર કટવાળું શેકસપીયર કોલરનું ખમીસ શોભી રહ્યું હતું. સફેદ બાલ પણ કલપ લગાવી કાળા ભમ્મર જેવા બનાવ્યા હતા. પિતાજીને પ્રણામ કરી બન્ને ભાઇઓ બીજા ખંડમાં ગયા. એમને પોતાની જનની યાદ આવી. આજ એમની જનની વિના આ ઘર પરાયું જણાવા લાગ્યું.

રાતના નવનીત પોતાના ખંડમાં વિચાર કરતો બેઠો હતો, એવામાં રાજલક્ષ્મી એ ખંડમાં આવી અને અંદર દાખલ થતાંજ રડવા લાગી. નવનીતથી આ જોઈ શકાયું નહિ. તેનું મોઢું ફીકકું પડી ગયું, તે પણ ગળગળો થઇ ગયો. તેણે પૂછ્યું:–" લક્ષ્મી! કેમ રડે છે?"

રાજલક્ષ્મીએ પતિ સામું જોયું. એક નિઃશ્વાસ મૂકી તે બોલી:–" મને અહીંથી બીજી જગ્યાએ લઇ ચાલો, હવે સહન નથી થતું."

" કેમ શું થયું?" નવનીતે આશ્ચર્ય પામતાં પુછ્યું.

" શું થયું? બધું કહેવા બેસું તો એક મહાભારત છે અને બીજું તૈયાર થઇ જાય. મેં સાંભળ્યું છે કે, પિતાજી તમામ જાગીર, માલ મિલ્કત સર્વે નવી વહુના નામ પર ચડાવી દેવાના છે!"

" સાચેસાચ?"

" સાંભળ્યું છે. સાચું ખોટું પરમાત્મા જાણે."

"તેં ક્યાંથી સાંભળ્યું ?"

"એક દિવસ નવી સાસુએ પોતેજ વાત કહેલી."

નવનીતના હોશકોશ ઉડી ગયા, હૃદય ધડકવા લાગ્યું, આંખે અંધારા આવ્યાં. એને મનમાં થયું કે, "હાય ! અમો ભીખારી થઇ ગયા ! ક્યાં જવું ! શું કરવું ?" આ ચિન્તાએ નવનીત અધીરો બન્યો. આમ ચિન્તામાં ને ચિન્તામાં સવાર પડી ગઇ.

સવારે બંન્ને ભાઇઓ મળ્યા. નવનીતે દીનુને વાત કરી. બંન્ને ભાઇની આંખમાં પાણી આવ્યાં. એક બીજા ભેટયા. પછી બંન્ને ભાઇઓ પિતાજી પાસે આવ્યા. વિશ્વાસરાય પોતાના દિવાનખાનામાં એકલા બેઠા બેઠા વાંચતા હતા. બંન્ને પુત્રોને પોતાની સામે ઉભેલો જોઇ પુછ્યું. "કેમ શું કામ છે ?"

"દુઃખ સહન નથી થતું. શું તમે સર્વ જાગીર મારાં નવા માતુશ્રીના નામ પર ચડાવી દો છો ?"

"હા, તમામ મિલ્કતનું વસીયતનામું તમારા માતુશ્રીના નામનુંજ થવાનું છે."

"ત્યારે અમારૂં શું ?"

"એ હું કેમ જાણું ? બાપના પૈસાની કેમ આશા કરો છો ? મારો બાપ મને શું આપી ગયો હતો ? હવે મોટા થયા છો વેપાર કરો, નોકરી કરો."

"અત્યારે અમારા માતુશ્રી નથી એટલે આ બધું આપ કરતા હશો કેમ ?"

"એ પણ તમારાં ભાગ્ય."

"પણ અમારો દોષ શું છે?"

"નવનીત! તેં તો મારો નાશ કરી નાખ્યો છે. રમેશના ઘરે આગ અને લૂંટ એ કેસમાંજ ખાસ્સા પચ્ચીસ હજાર ઉડી ગયા. જાગીરનો પ્રબન્ધ તમો નહિ કરી શકો એટલા માટેજ વસીયતનામું કરવામાં આવે છે. એને પ્રસન્ન કરી શકશો તો સર્વ તમારૂંજ છે.

"ત્યારે અમો બે ભાઇઓ ઉપર તમારો સ્નેહ, માયા, મમતા કશુંએ નથીને? અમે તમારો કયો અપરાધ કર્યો છે કે જેને લીધે આપને આટલા નિષ્ઠુર થવું પડ્યું છે?"

"કેમ, તમે નથી જાણતા? તમો મને મૂકી ચાલ્યા ગયા હતા. તે વખતે પાણી પાનાર કોઇ ન હતું. એટલેજ કહું છું કે, સંતાન હોય યા ન હોય-મારા મનને બરાબર છે, રામચંદ્રજી પિતાની આજ્ઞાથી વનમાં ગયા હતા, એ તો જાણતા હશો.

"મારી જાગીર મેં કેવી રીતે, કેટલા કષ્ટથી મેળવી છે. એ હુંજ જાણું છું. હું કમાયો છું. જેમ મરજીમાં આવશે તેમ કરીશ એમાં ભલું અને બુરૂં શું?"

બન્ને ભાઇઓ આ સાંભળી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા. વિશ્વાસરાય ગુસ્સાથી બોલ્યા "તમારા રડવાથી હું ભોળવાઇ જાઉં તેવો નથી. હું વિશ્વાસરાય છું. જાવ, ચાલ્યા જાવ."

બન્ને ભાઇઓ ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા.





# પ્રકરણ નવમું.

❀❀ ❀❀

## હરિગંગા

પુરૂષના ચારિત્રપર ગમે તેટલું કહેવામાં–બોલવામાં આવે તો પણ એનું અનિષ્ટ બહુ નથી થતું; પરન્તુ સ્ત્રીનું ચારિત્ર તો ફક્ત ખરાબ હવાથી પણ અનિષ્ટ બની જાય છે. જે દિવસે રમેશને ત્યાં આગ અને લૂંટ થઈ તે દિવસથી હરીગંગા ગુમ થઈ ગઈ હતી. એનાં ચારિત્ર માટે સમાજમાં વાતો તો નવાઇ જેવું ન હતું? નિરપરાધી હોવા છતાંએ આજ એ ગુમ થવાથી સમાજની નજરે પતિતા ગણાતી હતી. દયા–માયા બતાવનારૂં આજ એનું કોઇ નહોતું. આ સંસારમાં એને દિલાસો દેનાર કોઇ નહોતું.

હરીગંગાનો શું અપરાધ? એ બિચારી જાલીમ જમીનદારના પુત્ર નવનીતનાં કારસ્તાનનો ભોગ થઇ પડી છે એમ સૌ કોઇ જાણતું હતું. એની બહુજ તપાસ કરવામાં આવી; પરંતુ એને શોધ્યા પછી એ અનાથિનીનાં આંસૂ લ્હોનાર કોણ હતું? એનો પતિ પોતાની પત્નિના વિયોગમાં રાત, દહાડો રડયાજ કરતો હતો–નિશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખ્યાજ કરતો હતો–નિશ્વાંસનો અન્તજ આવતો નહોતો, પરંતુ એમ કંઇ હરિગંગાનો વિયોગ મટે? એમ કરવાથી શું એનો શોક દૂર થાય?

રમેશને ત્યાં આગ અને લૂંટ થઈ તે રાત્રે હરીગંગાના મોઢે ડૂચો દઇ એના હાથ પગ બાંધી દેવામાં આવ્યા અને એજ સ્થીતિમાં તેને નવનીતના બહારના મકાનમાં લાવવામાં આવી. નવનીત

પોતાના મિત્રો સાથે ત્યાં આવ્યો. હરિણીનું બચ્ચું વાઘના પંજામાં સપડાયા પછી એની કેવી દશા થાય? એમાંથી પણ કદાચ છટકી શકાય, પરન્તુ ચારિત્રહીન લંપટ પુરૂષોના પંજામાં સપડાયા પછી છૂટવું એ વિધીને હાથ છે. હરીગંગા ઘણું રડી–કકળી પણ એનું કશું એ પરિણામ ન આવ્યું.

નવનીતને તો જ્યોત્સ્નના હજી હૃદયમાં ખુંચીજ હતી. એને મેળવવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યાં. તેવામાં પિતાજી સાથે વાટાઘાટ થઇ અને નવનીત પરદેશ ચાલ્યો ગયો. એ અરસામાં નવનીતના પિતાએ લગ્ન કરી નાખ્યાં, એટલે નવનીતનું સુખસ્વપ્ન ઉડી ગયું અને દૂરાચારી નવનીતનું મન જ્યોત્સ્નાને ભૂલી ગયું.

—-o—

## પ્રકરણ દસમું.

### ગૃહલક્ષ્મી

દીનબંધુ પોતાની સ્ત્રી સાથે પલંગ પર આડીઅવળી વાતો કરતો હતો. રાતના બાર વાગવાની તૈયારી થઈ હતી છતાં હજી સુધી એકેયની આંખમાં નિંદ્રા ન હોતી. યુવક અને યુવતિ, પ્રેમિક અને પ્રેમિકા માટે આટલી રાત કંઈ મોટી ન ગણાય!

આજે દીનબંધુની નજરમાં શારદા સિવાય સમગ્ર જગતમાં કોઈ સ્વરૂપવાન સ્ત્રી નહોતી.

શારદા એના પતિરાજ તરફ એકીટસે જોઇ રહી હતી અને બોલી:—

“કેમ ! આજકાલ તમો આટલા ચિન્તાતૂર કેમ રહો છો?”

દીનબંધુએ એક ઠંડો નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું, “પિતાજી

એમને બંન્ને ભાઇને ઘરમાં રાખવા નથી માગતા."

"એમાં ચિન્તા જેવું શું છે?"

"તારો શું વિચાર છે? કયાં જવાનું કહે છે?"

"જેના પાસે ધન દોલત નથી તે ભલાં કયાં જઇ શકે?'

"એ બીજી વાત છે, એકલો તો હું કયાંઈ જઈ શકુ તેમ નથી પણ કદાચ તું સાથે આવવા તૈયાર થાય તો જરુર હુ પ્રયત્ન કરું."

"તમે મારી ચિન્તા ન કરો."

"કેમ?"

"હું અહિંજ રહેવાની છું."

"ધાર કે કદાચ રહેવા ન દે તો?"

"કોણ રહેવા નહિ દે?"

"પિતાજી! તું જોતી નથી કે ખાવા પીવાનું કેવું દુઃખ થાય છે. પહેલાં સુન્દર કપડાં પહેરતી હતી, હવે જાડાં છાયલ પહેરવા પડે છે. પહેલાં ઉમદા પ્રકારના ભોજન મળતાં હવે દાસ દાસીઓનો ખોરાક મળે છે. તેનો તો વિચાર કર!"

"એમાં વિચાર શાનો કરવો? લૂખો સૂકો રોટલાનો કકડે એ મારે મન અમૃત છે. જાડાં છાયલ મારે મન સુન્દર વાયલ જેવાં છે. સાસુ સસરાની સેવા કરવી એ મારી ફરજ છે. વળી પિતાજીની અવસ્થા સામે તો જોવું જોઇએને. એમને મુકી હુ કયાંઇ જનાર નથી."

"ભાભી તો જવા તૈયાર થયાં છે?"

"સંસારના મનુષ્યોના મન કંઈ એક સરખાં નથી હોતાં, જેની સમજણમાં જેવું આવે તેવું કરે. એમાં એમનો શો દોષ ? મારી અક્કલ મને એમ રસ્તો બતાવે છે ?"

"મારી વાત પણ નહિ માને ?"

શારદા સ્હેજ હસી. પાછી ચિન્તાતુર ચ્હેરે બોલી:—"વ્હાલા ! એ શું કહો છો ? તમારા પછીજ મારી ગણત્રી હોય, તમો છો તો હું છું. નહિતર મારી ગણત્રી શી ! પિતાજી આપના પુજ્ય એટલે મારા તો ખરાજ ને ? સાસુ સસરાની સેવા કરવી એ ભાગ્યની વાત છે એનાથી મને વંચિત રાખવા માગો છો ! ઘડીભર માનો કે હું તમારી સાથે આવી અને પછવાડેથી પિતાજીને કાંઇક થયું તો બદનામી કેટલી ? આપણી વાતો કેવી થાય એ તો આપ સમજી શકો તેવી વાત છે."

"પિતાજી સઘળી માલ મિલ્કત નવા માજીના સ્વાધીન કરે છે એ તને ખબર હશે !"

"સ્વાધીન કરવા દોને, એમનું ધન છે, ચાહે તેને આપી શકે છે, ફળ કામનાની ઇચ્છાથી જે કોઈ દેવતાની પુજા કરે છે તેને માટે કહેવાય છે કે, એ પુજાનું કશુંએ ફળ મળતું નથી."

"શારદા ! ખરેખર તું શારદાજ છો. મારી નજરમાં અમુલ્યમાં અમૂલ્ય તુંજ છે ભલે, તું અહિંઆંજ રહે અને માતા પિતાની સેવા કર, એમને કોઇ વાતનું કષ્ટ ન પડવું જોઇએ. મને વિશ્વાસ છે કે તારી સેવાથી એ સન્તુષ્ઠ થશે."

"અને તમો !"

"હું પણ ક્યાંઇ નોકરી શોધી લઇશ."

"રહેશો ક્યાં ?"

"બીજા મકાનમાં."

"નોકરીની તજવીજ તો થઇ ગઇ છે ને ?"

"હા."

"કેટલાની ?"

"માસિક પચ્ચીસ રૂપીઆ."

"ત્યારે તો જે પગાર આવે તે એમને આપી દેવો, અને તેઓ કહે તેમ કરજો."

"એમને કઇ વાતનો તુટો છે ?"

"તુટો હોય કે ન હોય ! એમનું સર્વસ્વ જ્યારે તમારૂં છે, અને જ્યારે તમો પંડે એમના છો ત્યારે તમારૂં કમાએલું પણ એમનુંજ છે."

"મારે ખાવા પીવાનું ક્યાં ?"

"અત્યારે છે એમ."

"ત્યારે રહેવું અહીં પડશે ?"

"હા, જી."

"તું શું બોલે છે ?"

"જેવી મારી બુધ્ધિ બોલાવે છે તેમ બોલું છું."

"પાછી તારે અને મારે નવી માતાની ગાળો ખાવી પડશે. વ્યંગ અને અપમાન સહન કરવાં પડશે."

" મનુષ્ય તરીકે આપણે એ સહન ન કરીએ તો આપણને મનુષ્ય કોણ કહેશે ? સેવા અને યત્ન કરવાથી વનનાં પશુઓ પણ કબજામાં આવી જાય છે. સર્વે આદર માનનાં ભુખ્યાં છે." શારદાએ કહ્યું.

" વારૂ, કંઇ બીજી વાત સાંભળી ? "

" કઈ ? "

" મોટા ભાઇએ પ્રોમીસરી નોટ લખી આપી રૂપિઆ ઉપાડયા છે."

" શું સાચી વાત છે ? "

" હા, હા, "

" કેટલા રૂપિયા ઉપાડયા ? "

" દશ હજાર ઉપાડયા છે. અને બીજા દશ હજાર ઉપાડવાના છે."

" સ્વામી ! તમારે એ વાતમાં પડવાનું નથી."

" એમણે તો મને કહેલું કે, બધું જવા બેઠું છે ત્યારે જેટલા રૂપિયા હાથ કર્યા તેટલા આપણા."

" બહુજ ખરાબ વાત. આવી વાત કરવામાં બહુજ પાપ લાગે. તો પછી આ વાતનો વિચાર સરખો પણ આપણાથી નજ બને, વ્હાલા ? "

દીનબંધુએ આશ્ચર્ય અને પ્રેમથી ગદગદીત્ કંઠે કહ્યું:– " શારદા ! તું માનવી નહિ પણ દેવી છે. મારૂં મોટું ભાગ્ય કે તારા જેવી ગુણવાન પત્નિ મેળવવી હું ભાગ્યશાળી થયો. હું હવે

પિતાજીની વાતોને ખરાબ નહિ માનું, એમના પ્રેમની કે ક્રોધની પરવા કર્યા વગર હું મારા પંથે એમની સેવાજ કર્યા કરીશ. એ દેવતા છે. એ મારા પૂજ્ય છે, એમની પૂજાથી કદીએ વિમૂખ નહિ થાઉં, પરંતુ ભાઇને શું કહેવું ?"

"એ મારા પૂજનીય છે, એમની બાબતમાં હું કંઇ પણ નથી કહી શકતી. હા, એટલું યાદ રાખવું કે ભાઇથી કરતાં પિતા વધારે પૂજનીય છે."

દીનબંધુએ પૂર્ણ સ્નેહથી શારદાને આલિંગન કર્યું અને એના કપોલપ્રદેશ પર ચુમ્બનોનો વરસાદ વરસાવ્યો, અને કહ્યું:– "શારદા ! તું હમેશાં કહેતી કે, તમારી છાયા છું પણ નહિ, તું છાયા નહિ પણ જ્યોતિ છે. હું તારી છાયા છું. જે લોકો સ્ત્રીની વાત નથી સાંભળતા, એની વાતને તુચ્છકારી કાઢે છે, તે ખરેખર તેમની ભૂલ છે. આજની તારી વાતથી મને સંપૂર્ણ પ્રતિતી થઈ છે કે દરેક વાતમાં સદ્‌ગુણી સ્ત્રીની સલાહ તો અવશ્ય લેવીજ ઘટે છે."

"નાથ મને તમો શરમાવો છો ? હવે પછી આવી વાત કરશો તો ફરી વખત તમારી સાથે નહિ બોલું !"

દીનબંધુએ એનો શું જવાબ આપ્યો ? મોઢાથી કશુએ ન કહ્યું; પરન્તુ તેના બદલામાં શારદાને બાહુપાશમાં બાંધી લીધી અને ચુમ્બનનો વરસાદ વરસાવ્યો. લાચાર! વાંચકોએ આટલેથીજ સંતોષ માનવો !



# પ્રકરણ ૧૧ મું.

---

## અત્યાચારની અવધિ

ગુલાબનો નશો જ્યારે ઉતર્યો ત્યારે એની નિંદ્રા ઉડી. આ વખતે સવાર થઇ ગયું હતું. સૂર્ય ભગવાન ઉદય થયાને થોડોજ વખત થયો હતો. ગુલાબે જોયું કે શિવપ્રસાદ પોતાને આલિંગન કરી સુઇ રહેલ છે. આ જોઇ ગુલાબનું કાળજું બળવા લાગ્યું. જેને જોતાં ભલા અને માયાળુ સદ્‌ગૃહસ્થ જાણી હર્ષ થયો હતો. જેના ઉત્તમ આચરણથી તેના પ્રત્યે માન ઉપજ્યું હતું, જેણે પોતાને બ્હેન કહીને બોલાવી હતી, તેજ ગૃહસ્થનું આ કામ? એણે મનમાંજ કહી નાંખ્યું પુરૂષોનો સ્વભાવ કેવો ધણિત હોય છે! આહા કેવી ધષ્ટતા.

ગુલાબ ગભરાઇને ઉઠી બેઠી થઇ ગઇ. આથી શિવપ્રસાદની પણ નિંદ્રા ઉડી ગઈ. તેઓ લજ્જીત થયા હોય એમ તેમના મોઢા પર સ્પષ્ટ દેખાતું હતું. તે બોલ્યા. "ગુલાબ! મને માફ કર."

ગુલાબ ક્રોધથી બોલી:–"સ્ત્રીનું સર્વનાશ કર્યા પછી ક્ષમા માગવી એ ક્યાંનો ન્યાય?"

"નહિ ગુલાબ, હું અન્તઃકરણપુર્વક દિલગીર છું. હવે શોક ન કરો. જે થવાનું હતું તે થઇ ગયું. પરન્તુ જો તમારો ધર્મ તમે ન ચુકયાં હોત તો હું જરૂર તમારા પ્રત્યે આવી વર્ત્તણૂંક કરતાં અચકાત. માટીનું વાસણ એક વખત ખરાબ થયા

પછી જેમ સુધરતું નથી, તેવી રીતે સ્ત્રીનું સતીત્વ પણ એકવાર ગયા પછી પાછું સુધરતું નથી. આવો વિચાર આવ્યા પછીજ મેં આલિંગન કરવાનું સાહસ કર્યું. તમે મને તમારો પોતાનો માનો, તમને કોઇ જાતનું દુઃખ નહિ થવા દઉં. મારો પ્રેમ તમારા ઉપર અહોનિશ સંપુર્ણ રહેશે. તમારા વગર હું અન્ય પ્રત્યે પ્રેમભરી નજરથી જોઇશ પણ નહિ. હું સાચું કહું છું કે જ્યારથી મેં તમને જોયાં છે ત્યારથી મારા મનનું ધૈર્ય જતું રહ્યું છે."
"હવે તો આશા પુરી થઇને ?" ગુલાબે તીરસ્કાર ભરી દ્રષ્ટિથી મોઢું ફેરવી કહ્યું.

"નહિ, નહિ, એ આશાનો અંત આવે ? મને તો એમ લાગે છે કે સદાકાળ તમારા પાસે રહ્યા છતાંએ મારી તૃપ્તિ પૂર્ણ નહિ થાય. માટે ગુલાબ તમે મારાં થાવ–સંસાર સુખ ભોગવો અને મને પણ સંસાર સુખ ભોગવવા દેવામાં મદદરૂપ બનો" શીવપ્રસાદે આસ્તેથી આ વાત ઉચ્ચારી.

"હવે એ આશા ન કરો, મારૂં સતિત્વ બળપુર્વક નષ્ટ કરવામાં આવ્યું છે એ બહુ પાપનું કામ છે. પશુમાં પણ આવું થવાનો સંભવ નથી."

"તમે જેટલા દોષો મારા ઉપર મૂકો તે સર્વનો હું સ્વીકાર કરૂં છું. હવે મને ક્ષમા કરો" કાકલૂદીભર્યે સ્વરે શીવપ્રસાદે કહ્યું.

ગુલાબ શીવપ્રસાદની સામેજ જોઇ રહી હતી. તેણે પુછ્યું, "મને શું પાયું હતું ?"

"દારૂ."

"શા માટે ?"

"ગુલાબ, મને એમ થઇ આવ્યું હતું કે તુરતમાં તમો મારી વાતનો સ્વીકાર નહિ કરો."

"એથી આ ઉપાય અજમાવ્યો કેમ ?"

"શું જવાબ આપું ?"

"હવે મને જવા દો."

"ક્યાં જશો ?"

"જ્યાં રસ્તો અને આંખો લઇ જશે ત્યાં."

"શા માટે ?"

"પિશાચના હાથમાંથી અમારી રક્ષા માટે-બચવા માટે."

"ગુલાબ ! મારૂં કહ્યું માનો અને મારાં થઇને રહો અને મને સુખી કરો. મારી અતુલસંપત્તિ, દાસદાસી સર્વે તમારાંજ છે, અને મને તમારો દાસ સમજો."

"શીવપ્રસાદ ! શું તમે એમ માનો છો કે નારીનો પ્રેમ પૈસાથી મળે છે ?"

"તદ્દન એમ તો નજ કહેવાય."

"તો પછી લાલચ કેમ દેખાડો છો ? તમે જોઇ ચુક્યા હશો કે ધનની લાલસા મને જરાયે નથી. સંસારની નજરે હું પતિતા છું, પરંતુ ગર્વ સાથે તમારી સાથે વાત કરૂં છું કે મારી એ દશા અત્યાચારથી થઇ છે. કાઇની તાકાત ન્હોતી કે મને પૈસાના લોભે પોતાની કરે !"

"આ વાતને હું સંપૂર્ણ માનું છું."

"ત્યારે હવે મને આપ શું કહેવા ઇચ્છા રાખો છો ?"

"ગુલાબ, શું કહું ? તમે મારાં થાવ."

"વેશ્યાની પેઠે ?"

"પ્રાણથી પણ વ્હાલી સ્ત્રીની જેમ."

"મારૂં માનવું છે કે વિવાહ એકજ વાર થાય છે."

"મારી તો ઇચ્છા છે કે સંસારમાં લગ્ન બે વખત કરવાની છૂટ હોવી જોઇએ. જે વસ્તુ સ્ત્રીને માટે અસંભવિત છે તો પછી પુરૂષને માટે લગ્નની છૂટ શા માટે હોવી જોઇએ ?"

"એમ નાસ્તિકો માને. ભલે એમને એ મુબારક. મારી દશા જુઓ."

"ગુલાબ ! એ બધું ભુલી જાવ."

"જે વાત ભૂલાવાની નથી તે કઈ રીતે ભૂલી જાઉં ? જે ડાઘ લાગ્યો છે તેને મટવાની આશા નથી."

"તમે બહુ હૃદયદ્રાવક વાત કરો છો. સંસારમાં એવું કયું કામ છે જે માફ ન થઇ શકે ?"

"હું માફ કરૂં ? હું ક્ષુદ્ર જીવ છું."

"જવા દો એ વાત. બે ચાર દિવસ વધારે અત્રે રોકાઓ. જે થયું છે તેથી વધારે કશુંએ થવાનું નથી. મારો પ્રેમ જુઓ, પછી મને જવાબ દેજો."

ગુલાબે કેટલોક વખત વિચાર્યા પછી ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો. કારણ એને મનમાં એમ થયું કે જવાનું કયાંઇ ઠેકાણું

નથી, એ ચાર દિવસ અહીંજ રહું પછી જોયું જાશે.

*　　*　　*

ગુલાબ થોડા દિવસમાં સમજી ગઇ કે શિવપ્રસાદનો પ્રેમ પોતાના ઉપર સંપુર્ણ છે. જે પ્રમાણે ચુંમ્બક લોહને ખેંચે તેમ ગુલાબના હૃદયને શિવપ્રસાદે પોતાનુ કરી લીધું. ગુલાબ બધું વીસરી ગઇ અને અમનચમનથી ત્યાં રહેવા લાગી.

કસ્તુરચંદ, શિવપ્રસાદનો પ્રિયમિત્ર હતો. તે દરરોજ ગુલાબ પાસે આવતો હતો. દેખાવમાં સ્વરૂપવાન ધનવાન હતે.

એક દિવસ શિવપ્રસાદ ઘરમાં નહોતો અને કસ્તુરચંદ આવી પહોંચ્યા. ગુલાબ એમને બહુ માનથી પોતાના ખંડમાં લઇ ગઈ અને પલંગ પર બેસાર્યા પછી તેની જાંઘ પર પોતાનું માથુ રાખી પલંગ પર સુઇ ગઇ અને બોલી, “કસ્તુર ! હું તમને બહુજ ચાહું છું.”

“તો પછી આ ગૃહનો ત્યાગ કરી મારાં થવું જોઇએને ?” મિત્રદ્રોહી વિશ્વાસઘાતી કસ્તુરે કહ્યું.

“તમારી તો છુંજ ?”

“એમ કાંઇ ચાલે !”

“ત્યારે શું કરૂં ! શિવપ્રસાદ મને ખરા અંતઃકરણથી ચાહે છે. મારો પ્યાર તેના પર નથી છતાં શું કરવું તે સુઝતું નથી.”

“એણે પ્રથમ તમારા તરફ દગાબાજી કરેલીને ?”

“એ વાત ભૂલી ગયા પછી હું તો એમની થઇ.”

“અંતઃકરણથી તો નહિજને ?”

" ના, અંતઃકરણપુર્વક નહિ.

આમ વાતચીત ચાલતી હતી તેવામાં શિવપ્રસાદ સ્થિર અને ગંભીર ભાવથી એ ખંડમાં આવ્યા અને ચુપચાપ ઉભા રહ્યા. ગુલાબ અને કસ્તુરે લજ્જાથી પોતાનાં શિર નીચાં નમાવ્યાં. કસ્તુરની દશા એવી થઇ ગઇ કે જાણે શરીરમાં પ્રાણુજ ન હોય ! શિવપ્રસાદે કહ્યું, " મને પહેલાં ખબર ન પડી કે ગુલાબ કસ્તુરને આવી રીતે ચાહે છે."

ગુલાબ આ વાક્યબાણુ સહન કરી શકી નહિ. તે બોલી, " હવે તો ખબર પડીને ? જે સ્ત્રી અત્યાચારથી દુઃખી થઇ, જેને બળપુર્વક પ્રેમ કરતાં નડતર નડયાં, એવી સ્ત્રી પાસેથી તમો સતિત્વ આશા રાખો છો ? તમો કોણુ અને હું કોણુ ? સુખની આશાએ તમોએ મારો નાશ કર્યો. પૃથ્વીમાં નાંખી નજર ન પડી ત્યારે આત્માથી વિરૂધ્ધ ચાલી હું તમારા શરણુમાં આવી. સ્ત્રી ન બનતાં હું તમારી સેવા વેશ્યા તરિકે કરવા લાગી. આથી વધારે હવે શું ઇચ્છો છો ? "

"સ્ત્રી બનવા માટે તો હું કહી ચુકયો હતો. પરન્તુ તમો સ્ત્રી ન બન્યાં એજ સારૂં કર્યું." શિવપ્રસાદે ચટ જવાબ દઇ દીધો.

" ઇચ્છા ન હોતી, પછી તમારી સ્ત્રી શા માટે બનું ? આ વાતની તમને કયાં ખબર નથી." ગુલાબે હસતાં હસતાં કહ્યું.

" શરણાગતને આવું કરવું ઉચિત હતું ? "

" ચલાવી લ્યો."

"હવે શું ઇચ્છા છે?"

"આ મકાન છોડવાની." એટલું કહી ગુલાબ ઉભી થઈ અને બધાં ઘરેણાં ઉતારી શીવપ્રસાદ પાસે મુકી દીધાં અને બોલી:–

"લ્યો આ સર્વ તમારાં છે."

"નહિ, એના પર મારો અધિકાર નથી."

"હું એમાંથી કશુંએ લેનાર નથી."

"ગુલાબ, આ કામ મારી મરજી વિરૂધ્ધ થાય છે."

"લાચાર છું."

"તો શું આજજ જવાનાં?"

"અત્યારેજ."

આમ કહી તે ખંડમાંથી બહાર નીકળી ગઇ. કસ્તુર શેઠ પણ કશું બોલ્યા વિના એની પછવાડે ચાલ્યા.

શીવપ્રસાદ કશુંએ ન બોલ્યા. તેમણે એક નિશ્વાસ નાખ્યો અને ત્યાંજ બેસી ગયા. આ બાજુ નીચે કસ્તુર શેઠની ગાડી ઉભી હતી. તે બન્ને બેઠાં અને ગાડી રવાના થઈ.

કસ્તુર શેઠનું ભાડાનું મકાન બગીચાવાળું અને વિશાળ હતું. ગુલાબને એમાં રાખવામાં આવી. બાગની વચ્ચોવચ એક ન્હાનો શો ફુવારો હતો. તેની અંદર રંગબેરંગી માછલીઓ આમથી તેમ દોડી રહી હતી. મકાનની આસપાસ ગુલાબ, ડોલર, જાઇ, ચંપો વિગેરે પુષ્પનાં ઝાડો બંગલાની શોભામાં ઓર વધારો કરતાં હતાં. ટુંકામાં કહેવાનું એટલું કે ગુલાબના સુખને માટે ગાડીઘોડા, દાસ દાસીઓ અલંકારો વગેરે માટે કસ્તુર શેઠે કોઇ વાતની

ખામી નહોતી રાખી.

થોડાજ દિવસમાં ગુલાબનો પ્રેમ કસ્તુરચંદ પર પરિપુર્ણ જામી ગયો. તો શું ગુલાબ શિવપ્રસાદને નહોતી ચાહતી ? ચાહતી હતી. પરંતુ એ ચાહના ભિન્ન હતી. એ ચાહને નારી હૃદયનો નિઃસ્વાર્થ પ્રેમ ન કહી શકાય, અને એવી વર્તણુંકને પ્રેમ કોણ કહે ? કસ્તુર પર જે પ્રેમ ગુલાબનો હતો તે જુદાજ પ્રકારનો હતો. કારણ કે ગુલાબ એને જીગરથી ચાહતી હતી. ગુલાબના ક્ષુદ્ર હૃદયે કસ્તુરના રૂપ ઉપર મુગ્ધ થવામાં બાકી ન રાખી. એ એની પછવાડે દીવાની બની ગઈ છે. કસ્તુર શેઠ આગળ રહેવામાં એને કોઈ જાતની ઉણપ ન લાગતી.

ગુલાબ દરરોજ પોતાની ફેટીન ગાડીમાં ચોપાટી પર ફરવા જતી. કોઇ દિવસ છાના છાના કસ્તુરશેઠ પણ સાથે ફરવાનું ભુલતા નહિ. જે મકાનમાં ગુલાબ રહેતી ત્યાં કસ્તુર શેઠ રહેતા ન હતા. તેઓ જુદા બીજા મકાનમાં રહેતા હતા. પરંતુ ગુલાબને ત્યાં દરરોજ આવજાવ કરતા. જોઈએ છીએ કે આ પ્રેમ આગળ કેટલોક વધે છે.

# પ્રકરણ ૧૨ મું.



## હૃદયનો પ્રેમ.

વાચક! વસંતુ ૠતુની એક ચાંદની રાતના ચાલો મારી સાથે–હુ તમને નવદમ્પતિની ભેટ કરાવું. તેમાં એક તો વિશ્વાસરાય અને બીજી છે નવપરણિતા સરયુ.

સરયુ પોતાના દાદા જેવડા દેખાતા પતિ પાસે બેઠી હતી. સરયુના હાવ ભાવ, કટાક્ષપુર્ણ દૃષ્ટિ, હસતા હોઠો અને ઉન્નત વક્ષસ્થલની શોભા કંઇ ઓર દેખાતી હતી. એના વક્ષસ્થલ કંચુકીમાંથી બહાર આવવાને ત્વરા કરતાં હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. એના ચ્હેરાનો ભાવ નિહાળતાં મહાન મુનિવરોનાં મન ચળી જાય તો વૃદ્ધ વિશ્વાસરાયનું શું ગજું ?

જે ખંડમાં આ બંન્ને બેઠાં હતાં તે ખંડ ગુલાબી રંગથી રંગેલો હતો. બારી બારણાંપર ગુલાબી રંગના પડદા નાખવામાં આવ્યા હતા. વિશ્વાસરાય ઉદ્‌ભ્રાન્ત ચિત્તથી, વિકળતાની સાથે એક દૃષ્ટિથી એને જોઇ રહ્યા હતા. એમની આંખો જરાએ ચાલતી નહતી. આ પ્રમાણે કેટલોક વખત જોઇ રહ્યા પછી તેઓ બોલ્યાઃ–
" સરયુ ! શું તું મને સાચેસાચ ચાહે છે ?"

સરયુ તીવ્ર કટાક્ષપૂર્ણ દૃષ્ટિથી વિશ્વાસરાય સામે જોઇ બોલીઃ–" વ્હાલા ! તમને શું લાગે છે ?"

" મને તો આ બધું સ્વપ્ના જેવું લાગે છે ?"

"કેવી રીતે ?"

"પહેલું તો એ કે હું વૃધ્ધ થઈ ગયો છું. ગાલોપર કરચલીઓ પડી ગઈ છે. બીજું શરીરનું બળ પણ ક્ષીણ થઈ ગયું છે. દાંત તો બધાયે પડી ગયા. એટલે આવા શરીર પર તને પ્રેમ આવે ખરો ?"

સરયુએ પોતાના બન્ને હાથ પહોળા કર્યા અને બોલી:— "ધારો કે આજ અકસ્માતથી મારૂં મોઢું બળી જાય અને તેથી કદરૂપું બને તો મને ચાહો કે નહિ ?"

"ન ચાહું એવું તે કંઇ બને ખરૂં ?"

વિશ્વાસરાયના કરચલીવાળા ગાલ પસવારતાં સરયુ બોલી, "તો પછી હું કેમ ન ચાહું ?"

"ત્યારે હું તમને કયાં કહું છું કે તમે મને ન ચાહો."

"મનના આવેગથીજ પ્રેમ થાય છે. જોરાવરીએ થતો નથી. જો તમને ચાહતી ન હત તો તમારી સાથે વિવાહજ શા માટે કરત ? મને શું વર ન મળત ! કેટલાએ ઉમેદવારી કરી થાકી ગયા પણ એમની ન થતાં તમારીજ બની."

"સરયુ ! તારા પર મારો જાન કુરબાન છે." વિશ્વાસરાયે નાટકી ઢબે કહ્યું.

"વાત સાચી, જુઓને તમો તે દિવસ કહેતા હતા કે, સઘળી જાગીર તારા નામ પર ચડાવવાની છે, પણ કાંઈ હું તમારા પૈસાને પરણી નથી–સમજયાને ? બાકી જાગીર મારા નામ પર લખો તોયે ભલે, અને ન લખો તોયે ભલે. કારણ કે તમારા

સંતાન મારા પેટનાજ સંતાન..."

"ચોકક્સ. સંદેહ વિનાનીજ વાત." વાતને કાપતાં વિશ્વારાયે વચમાં કહ્યું.

"અને એથીજ કહું છું કે મારા નામ પર લખવું ન લખવું બરાબર છે. શું એમને હું દુઃખી જોઈ શકું ? એમને દુઃખી જોઉં તે પહેલાં મારું મરણ થાય એમજ પરમાત્મા પાસે ઇચ્છું છું."

"સરયુ, બરોબર છે."

"હા, પણ હું સમજી, તમારો વિચાર એમ હોવો જોઇએ કે છોકરાઓ ઉડાવી ન નાખે એટલે સરયુના નામ પર કરી દઉં. કેમ એમને વ્હાલા ?"

"બરોબર છે, ધન્ય છે તને અને તારી બુદ્ધિને !" વિશ્વાસરાયે કહ્યું.

"અને તેથીજ હું લખાવી લેવામાં ના પાડતી નથી."

"બધગું તારા નામ પરજ કરવામાં આવશે. એના માટે તારે કશીયે ચિન્તા ન કરવી. કારણ કે, તું મને બહુજ વ્હાલી છો."

"એક વાત કહું ?"

"કહે ને."

"એક મોતીનો હાર લાવી આપો."

"કાલેજ લાવી આપીશ."

સરયુ મોં બગાડીને બોલી, "લાવી તો દેશો, પણ તમારે

ત્યાં પહેરવું એ દુઃખ રૂપ છે—આફ્ત છે. વ્હાલા ?"

"કેમ ?" વિશ્વાસરાય નવાઇ પામ્યા.

"જુઓને, તમારી મોટી વહુ આ મારો શણગાર નથી જોઇ શકતી તો પછી મોતીના હારનું ભલું પુછવું."

"કાઢી મૂકો—એને ઘરની બહાર કાઢી મૂકો"

"કાઢી મૂકવાનેજ લાયક છે. પણ મારાથી કેમ કહેવાય ?"

"હું જાતે તેને રજા આપીશ."

"તે તમો જાણો, હું તો મારા મોઢાથી કશુંએ કહી શકતી નથી અને કહેવાની પણ નથી સમજ્યા !"

"એ બન્નેને મારા ઘરમાંથી બહાર કાઢીશ—હા, તેં કાંઇ બીજી વાત સાંભળી છે ?"

"શુ ?"

"નવનીતે કંઇક રુપિયા ઉધાર લીધા છે."

"લેવા દોને, તમારે શું કામ ?"

"અરે ! તને ખબર નથી. એના જેવો લુચ્ચો આખા હિંદુસ્તાનમાં નથી. એના કરતાં હજી દીનુ સારો છે !"

"તમારી સેવા ચાકરી કરે છે એટલે કહેતા હશો ?"

"હા."

"એ બધો પ્રપંચ છે."

"શું સચું ?"

"નાની વહુ કંઈ ઓછી છે ?"

"હેં !"

"એ મને ઝેર દેશે. એટલા માટે તો એ તમારી અને મારી સેવા કરે છે. સમજ્યા ?"

"આ તો બહુજ દુઃખદાયક વાત. તને આ વાતની ખબર કેમ પડી ?"

"મને પક્કી ખાતરી છે. મેં એમને વાતો કરતાં સાંભ-ળ્યાં છે."

વિશ્વાસરાયની આંખમાં પાણી આવી ગયાં, અને રડવા માંડ્યું. પછી સરયુના ખભાપર હાથ મૂકી કહ્યું:–"હવે મારૂં જીવવું કઠણ છે. સરયુ ! અત્યારેજ એનો બંદોબસ્ત કર. એ સર્વને તરત ઘરમાંથી બહાર કાઢ."

સરયુ એની સાડીના છેડાથી વિશ્વાસરાયના આંસૂ લુછવા લાગી અને ધીરજ ધરવા કહ્યું.

——o——

## પ્રકરણ ૧૩ મું.

## ગુલાબનું પુનઃ પરિવર્ત્તન

ગુલાબને કસ્તુર શેઠ પાસે રહેતાં લગભગ મહિનો થવા આવ્યો. શેઠ એને જીવથી પણ જાળવતા. અને ગુલાબ તો એટલી બધી મુગ્ધ બની ગઇ હતી કે, જો શેઠને આવતાં થોડી પણ વાર લાગતી તો એનું ચિત્ત બેચેન બની જતું.

એક દિવસ સવારના આઠ વાગે ગુલાબ નાહી ધોઇ પરવારી

પેપર વાંચતી હતી ત્યાં એક દાસીએ આવી પત્ર આપ્યો. પત્રના કવરને થોડીવારે આમ તેમ ફેરવી જોયું. એને એમ લાગી આવ્યું કે જરૂર આ અક્ષરો સ્ત્રીનાજ છે. તરત કવર ખોલ્યું અને પત્ર વાંચવા માંડયો.

"વ્હાલી બ્હેન,

હું કોણ છું ? એ જાણવાની અત્યારે તમારે તકલીફ ન લેવી. હું ગમે તે છું છતાં એટલું તો ચોકકસ માનજો કે તમારા ભલામાં છું. તમારી શુભકામના એજ માત્ર મારો ઉદ્દેશ છે. બહેન ! કર્ત્તવ્યના અંગે આજે હું તમને એક હૃદયવિદારક સમાચાર આપવા તૈયાર થઇ છું. સાંભળીને દુઃખી ન થશો.

બહેન ! તમો જેને હૃદયથી ચાહો છો, જેને તમારા શરીર અને મન અર્પણ કરી દીધાં છે તે આજ તમારા પર વિશ્વાસઘાત કરતાં જરાએ દિલમાં ડરતા નથી. મારી વાતનો તમને વિશ્વાસ ન આવે તો આજ સાંજના તેમના પોતાના મકાને જરૂર આવજો. અને ત્યાંનું દશ્ય જોવા મારી ખાસ ભલામણ છે. તેઓ ગઇ કાલથી એક વેશ્યા સાથે ત્યાં પડયા રહે છે. વધારે શું લખું ? વધારે લખી તમને કષ્ટ આપવા નથી ઇચ્છતી. મેળાપ થવાથી વધારે વાતો જરૂર હું તમને કહીશ.

લી૦ આપની હિતૈષિણી

શ્રીમતી........."

લખનારનું નામ તેમજ ઠેકાણું નહોતું. પત્ર વાંચી ગુલાબ મુંઝાવા લાગી. એનું મસ્તક ફરવા લાગ્યું. એના સુન્દર અને

કોમળ નેત્ર લાલ થઇ ગયાં. અને મન સાથે કહેવા લાગી "જેને હું ખરા પ્રેમથી ચાહું છું, એજ મને શું દગો દેશે? હું જેના માટે તન અને મન ન્યોછાવર કરી રહી છું તે શું મારો ત્યાગ કરશે?" ગુલાબની આંખોમાંથી અશ્રુની ધારા વ્હેવા લાગી અને મન સાથેજ બોલી, "જેવાં મારાં કર્મ છે, એવું ફળ જરૂર મળવુજં જોઇએ. મારા જેવી માટે આથી વધારે બીજું શું હોઈ શકે?" જે હોય તે ખરૂં, પણ પત્રમાં લખ્યા વખતે તે સ્થળે જરૂર જઇશજ."

ગુલાબે જવાનો નિશ્ચય કર્યો. સાંજનું વાળુ કરી ભાડાની ગાડી કરી કસ્તુર શેઠના મકાને પહોંચી. દરવાજા પર એમનો નોકર ઉભો હતો. એને ઇસારતથી ગાડી પાસે બોલાવ્યો અને પુછ્યું, "શેઠ કયાં છે?"

નોકર ગુલાબને સારી રીતે જાણતો હતો. તે સલામ કરી બોલ્યો, "ઘરમાં છે."

"બીજું કોઇ છે?"

"ના, કોઈ પણ નથી."

"ચાલ ત્યારે–"

એટલું કહી ગુલાબ પણ ગાડીમાંથી ઉતરી એની પછવાડે ચાલી. મકાન સ્વચ્છ અને શણગારેલું હતું. ગુલાબે એક પછી એક ખંડ જોયા. પરન્તુ એને કયાંઈ પણ કોઈ આદમી જોવામાં ન આવ્યું. એક દિવાનખાનામાં એક સંગેમર્મરનું ટેબલ પડલું હતું. એની ચારે બાજુ ઉંચી કિમતની ખુરશીઓ ગોઠવી દીધી

હતી. તેમાંની એક ખુરશી પર ગુલાબ બેસી ગઇ અને વિચારમાં પડી. કેટલોક વખત પસાર થયા પછી તેણે નોકરને પુછ્યું. "તને કંઇ ખબર છે કે શેઠ ક્યારે આવશે ?"

"જી, ના,"

ગુલાબ થોડીકવાર મૌન રહી. પછી તેણે નોકરને પુછ્યું "ખડીયો, કલમ કાગળ આદિ છે ?"

"છે." આટલું કહી નોકર ત્યાંથી વિદાય થયો અને ક્ષણ-માત્રમાં કાગળ, કલમ અને ખડીયો ટેબલ પર રાખી ત્યાંથી ચાલ્યો ગયો. ગુલાબ એક ચીઠ્ઠી લખી એ કવરમાં નાખી બંધ કરી કવર ટેબલ પર રાખી ઉભા થવાની તૈયારી કરતી હતી ત્યાં કોઇના પગલાંનો અવાજ સંભળાયો અને ક્ષણ માત્રમાં એક વૃધ્ધ એ દિવાનખાનાના દ્વારમાં આવી ઉભો રહ્યો.

આ વૃદ્ધને જોતાંજ ગુલાબનું હૃદય ધ્રુજવા લાગ્યું. ગુલાબ કશુંએ સમજી ન શકી કે આ આદમી કોણ છે. ગુલાબ મૌન રહી. કશુએ ન બોલી, પરન્તુ પેલા વૃધ્ધેજ ગુલાબને પુછ્યું, "તમો કોણ છો ?"

ગુલાબે સ્મીત કરતાં કરતાં બળપુર્વક કહ્યું. "હું કોણ છું એ તો મારો વેષ જોવાથી જણાઇ આવે છે."

"કોની પાસે આવી છો ?"

"કસ્તુરચંદ શેઠ પાસે."

"કેમ ?"

"જરા કામ હતું."

"તમારૂં નામ શું ?"

"એ જરૂરત શી છે ?"

"આથી મને લાગે છે કે નામ પુછવાથી તમને માઠું લાગ્યું છે. ખેર ! પણ એથી મનમાં કશુંએ ન લાવશો."

આટલું કહી એ બીજા દિવાનખાનામાં ચાલ્યા ગયા. ગુલાબ ત્યાંથી રવાના થઈ. એ નિસરણીના પગથીઆં ઉતરતી હતી ત્યારે એને મનમાં એમ થયું કે "આ કસ્તુર શેઠના પિતા તો નહિ હોય ?" બહુ ખરાબ થયું.

એમ કેટલીક ચિન્તાઓ કરતી, ગુલાબ પોતાની ગાડીમાં બેસી ગઇ. ગુલાબ ગાડી હાંકવાનો હુકમ આપે તે પહેલાં તો ગાડીવાને ગાડી હંકારી દીધી. ગુલાબ મનમાં એજ વિચાર કરતી હતી કે ગાડી મકાન તરફ જાય છે. એનું મન વ્યગ્ર હતું. ચિન્તા સાગરમાં ઝોકા ખાતું હતું.



## પ્રકરણ ૧૪મું.



### કપટીનું કારસ્તાન

ગુલાબ વિચારમાં મશગુલ હતી. એને એમ થતું હતું કે ગાડી હમણાં ઘરે પહોંચશે પણ ધાર્યા કરતાં વધારે વખત થયો છતાં હજી ઘર આવ્યું નહિ ત્યારે ગુલાબને વધારે ચિન્તા થવા લાગી.

એટલામાં ગાડી એક બેઠા ઘાટના મકાનના દરવાજા આગળ આવી ઉભી રહી. ભયથી ગુલાબે બહાર જોયું તો એક બુઢ્ઢી

ગાડીના દરવાજા આગળ ઉભી હતી. ગુલાબે વિસ્મય પામતાં પુછ્યું, "કેમ ?"

"આપનુંજ નામ ગુલાબ બાઈ ?" બહુજ નમ્રતાપુર્વક બૂઢ્ઢીએ પુછ્યું.

"હા. કંઈ કામ છે ?"

"હું આપને ત્યાંજ જતી હતી. મારે ખાસ કામ છે. તમે અત્રેજ મળી ગયા એ બહુ સારૂં થયું."

"કેમ ! કેમ ! મારૂં શું કામ છે ?" ગુલાબ ચોંકી.

"કસ્તુર શેઠ બહુ બિમાર છે."

"હેં ! હેં ! ક્યાં છે ?"

"આ ઘરમાં." આટલી વાત કરી બુઢ્ઢીએ ગાડીમાંથી ઉતરવાની ઈસારત કરી. ગુલાબ પણ ચિન્તા અને અફસોસ સાથે એના પછવાડે ચાલી.

બુઢ્ઢીએ તેને કહ્યું:–"તમો પેલા દિવાનખાનામાં જાવ." જેવી ગુલાબ તેને બતાવેલ દિવાનખાનામાં દાખલ થઈ કે તરતજ એક યુવક અંદર દાખલ થયો અને દ્વાર બંધ કરી દઈ સામે ઉભો રહી જોરથી હસવા લાગ્યો અને બોલ્યો, "કેમ ગુલાબ ? તબીયત સારી છે ને ?"

ગુલાબનો પ્રાણ શરીરમાંથી ચાલ્યો જતો હોય એમ તેને લાગ્યું. એનું હૃદય ધડકતું હતું. એને આંખે અંધારાં આવી ગયાં મહા મહેનતે એણે આંખો ઉઘાડી અને જોયું તો કમાડ બંધ કરી પોતાની સામે નવનીતને જોયો. નવનીતે પાછું તેને

પુછ્યું, "કેમ! ઓળખે છે ને?"

"મને જવા દ્યો."

"જવા દેવા માટેજ આટલી મહેનત કરી લાવ્યો હોઈશ કેમ?"

"ત્યારે શું કરશો?"

"તું મારી થા."

"એ કદી પણ બનનાર નથી."

"કેમ?"

"ખુશી."

"શીવપ્રસાદને ત્યાં કેમ રહી?"

"એ પણ મારી ખુશી."

"એટલે મારી પાસે પણ રહેવું પડશે."

"એ મારી ખુશીની વાત છે. તમે મારી સાથે કેવું વર્ત્તન કર્યું છે એ હજી હું ભૂલી નથી."

"તારા સાથે જે વર્ત્તન કરવામાં આવ્યું તે યોગ્યજ હતું. તે વિના તું મને ક્યાંથી મળત!"

"એનું પરિણામ તમે સારૂં ભોગવો છો! એનો જરા વિચાર તો કરો!"

"શું ખરાબ થઇ ગયું!"

"મને અહીંથી જવા દ્યો."

"ક્યાં જશે?"

"તમારે કંઈ કામ?"

"કસ્તુર શેઠના મકાને જવું હશે કેમ ?"

ગુલાબ વિચારમાં પડી ગઇ. કંઈ જવાબ ન આપ્યો.

"જવાબ કેમ નથી આપતી ગુલાબ ?"

"ગઈ હતી."

"મુલાકાત થઇ ?"

"નહિ."

"એના પિતા મળ્યા હતા ?"

"ત્યારે એ બધાં કારસ્તાન તમારાં છે ?"

"હા. આ બધું મેંજ કરેલું ગુલાબ."

"ત્યારે તમને જરૂર ખબર હશે કે કસ્તુર શેઠ અત્યારે ક્યાં હશે ?"

"એના પિતાના મકાનપર. મેંજ એના પિતાને પત્ર લખી ત્યાં બોલાવેલ. મારી અને તેમની વાતચિત થયા પછીજ આ બધું કારસ્તાન કરવામાં આવેલું. તારા પર વગર નામે પત્ર લખનાર પણ હુંજ હતો. ડ્રાયમેનને લાલચ આપી અહીં બોલાવનાર પણ હુંજ સમજી ?"

"બધું સમજી ગઇ."

"હવે કસ્તુર શેઠ મળવાના નથી. એટલે મારી પાસે રહેવામાં તને શું હરકત છે ?"

"હું તમારી કોઇ વાત સાંભળવા નથી માગતી. મને જવા દો."

નહિતર પુરેપુરી પસ્તાવાની.”

નવનીતના આ પ્રશ્નનો ઉત્તર ગુલાબે ન આપ્યો. નવનીતે દરવાજો ઉઘાડી નાખ્યો. જરા દૂર ચાલી, બીજી ગાડી ભાડે કરી તે પોતાના મકાને આવી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પ્રિયકરનો ત્યાગ

ગુલાબ જે વખતે ઘેર પહોંચી ત્યારે સાંજ પડવા આવી હતી. ચાતક પક્ષી વરસાદની આશાએ આકાશ સામે જોયા કરે તેમ ગુલાબ પોતાના પ્રાણ પ્યારા, હૃદયનાથની આવવાની રાહ જોઈ રહી હતી; પરંતુ એની આશા ફળીભૂત ન થઇ. તે ગુલાબના હૃદયને શાન્ત કરવા નજ આવ્યા. વખત તો પોતાનો કાર્યક્રમ ચાલુજ રાખે છે—એ કોઇની રાહ જોતોજ નથી. સવાર થવા આવી, અને રાત્રી પુરી થતાં કસ્તુરચંદ શેઠ આવવાની આશા પણ છોડી દીધી. જીવનમાં મનુષ્યની આશા ક્યારે પુરી થાય છે? કદી નહિ. કસ્તુરચંદ શેઠ આવવાની આશા હવે ગુલાબના હૃદય-માંથી નાશ પામવા આવી હતી. એ મનને સમજાવતી કે રાત્રીના જરૂરી કામને અંગે નથી આવી શકયા તો જરૂર સવારના તેઓ આવશે, પરંતુ એ આશા પણ નષ્ટ થવા લાગી. આશાને બદલે ગુલાબના હૃદય પર નિરાશાએ અધિકાર જમાવી દીધો, અને

કસ્તુરચંદ શેઠની ચિન્તાએ એને અધીરી બનાવી.

ગુલાબ આમ ઉદાસ ચહેરે ચિન્તામાં પડી હતી, એટલામાં એક ગાડી દરવાજામાં આવી ઉભી રહી. ગુલાબે બારીમાંથી જોયું તો જણાયું કે ગાડી તો કસ્તુરચંદ શેઠની છે. તે ત્વરાથી ઉઠી શેઠને મળવા માટે નીચે ઉતરવા લાગી. ત્યાં નિસરણી પર ગુલાબ સામે કાલવાળો વૃધ્ધ અંદર આવતો નજરે પડયો. કસ્તુરચંદ શેઠને બદલે વૃધ્ધ પુરુષ એ ગાડીમાં આવ્યા. વૃદ્ધને જોતાંજ એ ધ્રુજવા લાગી. એની આંખે અંધારાં આવવાં જેવું થયું. વૃધ્ધે કહ્યું, "તમારી સાથે મારે કેટલીક જરૂરી વાતો કરવાની છે."

ગુલાબ અને વૃધ્ધ પુરૂષ પાસેનાજ દિવાનખાનામાં દાખલ થયાં. દાખલ થતાંજ પેલા વૃધ્ધ પુરૂષે કહ્યું,

"ગુલાબ ! હું તમારી સાથે એક વાત કરવા ઇચ્છા રાખું છું. જો કે એ સાંભળી તમોને બહુજ દુઃખ થશે, પરંતુ હું લાચાર છું, એ વાત કહ્યા વગર છુટકોજ નથી.

"કહો, આપની શી આજ્ઞા છે ?"

"મારા કસ્તુરચંદને છોડી દો."

"બીજું કાંઇ ?"

"એની અને તમારી વચ્ચે જે કાંઇ બન્યું છે, તે વાતને ભૂલી જાવ."

"એથી વિશેષ કંઇ ?"

"ભવિષ્યમાં તમો કસ્તુરને તમારો ભાઇ સમજો. તમારા વચનમાં મને વિશ્વાસ છે. તમો કબુલ કરશો એજ મને સંપૂર્ણ

ભરૂસો છે કે તમો તમારૂં વચન બરોબર પાળનાર છો, એમ તમારા પત્ર વાંચનથી મારા જાણવામાં આવી ગયું છે. નહિતર આમ ન કહેત. મેં એવું પણ સાંભળ્યું છે કે, તમો જે બોલો છો તે પ્રમાણે વરતો છો. એ ગુણ તમારામાં મોટામાં મોટો છે."

"આપ મારા પિતા........"

"અવસ્થા તો પિતામહની બરાબર છે."

"ચાલો, આપની આજ્ઞા મારા માટે આજ્ઞા સ્વરૂપ છે. હું એ વાતનો સ્વીકાર કરૂં છું. હૃદયથી સ્વીકાર કરૂં છું કે આપના પુત્ર સાથે મારો જે સંબંધ હતો તે આજથી અંહિ જ અટકે છે—સમાપ્ત થાય છે." ગુલાબની આંખમાં આટલું બોલતાં જળજળીયાં આવ્યાં. વૃધ્ધે શાન્તવન આપતા કહ્યું:—

"ગુલાબ ! રડો નહિ. હું સમજી શકું છું કે આવાં વર્ત્તનથી, આ વાતથી તમને બહુ દુઃખ થયું છે. પરન્તુ શું કરું ? બીજો કોઇ ઉપાય નથી, અને તેથીજ મારે આ કાર્ય કરવું પડયું. કસ્તુર સિવાય મારે બીજો પુત્ર નથી. કસ્તુરને પણ પુત્ર નથી. એટલે એનો ફરીથી વિવાહ કરાવવા મારી ઇચ્છા છે."

"હું એ વાતની આપની જરાયે મના નથી કરતી. ભાગ્યમાં લખેલા લેખ મટનાર નથી. આપના કિંવા આપના પુત્રના સુખમાં કાંટા રૂપ થવા હું જરાયે ચાહતી નથી."

"ગુલાબ ! એક વાત બીજી કહેવાની છે. આ અવસ્થાનો ત્યાગ કરી કોઇ તિર્થક્ષેત્રમાં વાસ કરો. અથવા તમારો જીવ માને ત્યાં રહો. ભવિષ્યમાં તમારૂં ચારિત્રય ખરાબ નહિ થાય તો જ્યારે

તમે મને લખી જણાવશો ત્યારે ખરચી માટે પૈસા મોકલીશ."

કસ્તુરચંદને મુકી કોઈ બીજાને ચાહવું ગુલાબને અસહ્ય લાગ્યું અને બોલી:—

"આપની આજ્ઞા હું શિરસાવંદ્ય માનું છું. હું આજેજ આ જગ્યા છોડી દઈશ. એક વર્ષ પછી હું કયાં રહીશ તે આપને લખી જણાવીશ. હું સંપૂર્ણ ખાત્રીથી કહું છું કે ભવિષ્યમાં આપ મારા ચરિત્રમાં ડાઘ નહિ જુઓ."

"તમારી વાતનો મને વિશ્વાસ છે."

"આપની આજ્ઞા પાળવા હું પુર્ણ પ્રયત્ન કરીશ."

"વારૂ, હું હવે જાઉં છું." આટલું કહી કસ્તુરચંદ શેઠના વૃધ્ધ પિતા ત્યાંથી વિદાય થયા.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### નાશિક યાત્રા.

કસ્તુરચંદના પિતા ગયા બાદ ગુલાબ રડી, ખુબ રડી. કારણ કે ગુલાબ કસ્તુરચંદને જીવનથી વધારે ચાહતી હતી અને હજુયે ચાહે છે. એની મનોહર મૂર્તિને—એના પ્રેમને હૃદયમાંથી તુરત દૂર કરવાની તાકાત ગુલાબમાં નહતી. શું કરવું એનો એ વિચાર સરખો પણ ન કરી શકી. કેવી રીતે એ કસ્તુરચંદને છોડી શકે? કેવી રીતે એ અતુલનીય આશાને વિસર્જન કરે, કેવી રીતે એ

મનોહર અને સુખદાયક આકાંક્ષાઓને તિલાંજલી આપે-એનો એ કશોએ નિર્ણય ન કરી શકી. એ તો સુતીજ હતી. બહુ વખત સુવાથી મન શાન્ત થઇ જાય છે એવો નિયમ છે. ઝાઝો વખત રડયા પછી બહુ કઠીનતાથી એણે પોતાના મનને શાન્ત કર્યું અને હવે શું કરવું એનો વિચાર કરવા લાગી.

ગુલાબનો એક વિશ્વાસુ નોકર હતો. તેને સસ્તા ભાડાનું મકાન શોધવાનું કહેવામાં આવ્યું. કારણ એ ગામ છોડવા નહોતી માંગતી. નોકરે સાંજના આવી સમાચાર આપ્યા કે સસ્તા ભાડાનું મકાન શોધી લાવ્યો છું. બીજી સવારે ગુલાબ જાતે જઇને જોઇ આવી અને પોતાને યોગ્ય છે એમ જાણી એણે એ મકાન પોતાના નામથી ભાડે લઇ લીધું.

નવા મકાનમાં આવ્યા બાદ એક દિવસ ગુલાબને પત્ર મળ્યો. એ પત્રમાં નીચેની વિગત લખવામાં આવી હતી "તમારી સાસુ નાશીકમાં બહુ બિમાર છે, ઝાઝા દિવસ જીવવાની આશા નથી, અન્ત સમયે એ તમને એકવાર જોવા ઇચ્છા રાખે છે," જે સાસુ ગુલાબને એકલી મૂકી પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ હતી, જે સાસુના છોડી જવાથી ગુલાબની આ દશા થઇ હતી તે સાસુની બિમારી સાંભળી ગુલાબની આંખમાં પાણી આવ્યાં, એણે માત્ર એક દાસીને સાથે લીધી અને નાશિક તરફ રવાના થઇ.

એક સ્ટેશનપર ગુલાબની દાસી કંઇ કામ માટે ઉતરી, પરન્તુ ગાડી ઉપડવાની તૈયારી હતી છતાંએ દાસી ન આવી,

ક્યાંઈ દેખાઇ પણ નહિ. ગુલાબને વળી નવી ચિન્તાએ ઘેરી. એને એમ થયું કે એકલી નાશિક કેમ પહોંચીશ? આવા વિચાર કરતી હતી ત્યાં એ ડબ્બાનું બારણું ઉઘાડી નવનીત હસતો હસતો અંદર આવ્યો.

ગુલાબ સમજી ગઇ કે આ કારસ્તાન પણ નવનીતનું છે એટલે તે બોલી, "હવે તમો શું ઇચ્છા રાખો છો?"

"ગુલાબ? તું મારી થઇને રહે."

"નહિ. મારી દાસી ક્યાં છે?"

"એને મારા માણસોએ રોકી રાખી છે."

"હવે શું કરવા માગો છો?"

આ વખતે ડબ્બાનું બારણું પુનઃ ઉઘડયું અને ત્રણ આદમીઓ અંદર દાખલ થયા. તેઓએ ગુલાબને પકડી લીધી અને પછી.........ગુલાબને પોતાની સ્થિતિનું ભાન રહ્યું નહિ.

*    *    *

શુધ્ધિમાં આવ્યા બાદ ગુલાબને પોતાની પાસે રહેવા માટે નવનીતે બહુજ સમજાવી, પરન્તુ તે માની નહિ. તેણે નવનીતને ચોખ્ખું કહી દીધું કે, "બીજું સ્ટેશન આવવાની તૈયારી છે અને હું બધી વાત ગાર્ડને કહી દઇશ." આ વાતથી નવનીતના સાથીઓ ડર્યાં અને નવનીતને છોડી ચાલ્યા ગયા. નવનીત પણ રંગ બદલાયો જોઇ પાસેના ડબ્બામાં ચાલ્યો ગયો. ગુલાબ એકલીજ રહી. બીજું સ્ટેશન આવતાં તે ગાડીમાંથી ઉતરી પડી અને નાશિક ન જતાં પાછી પોતાના મુકામે આવી.

# પ્રકરણ ૧૭ મું.



## ગુલાબની અવસ્થા.

દુઃખની મારી ગુલાબ પોતાના ભાડાના મકાનમાં દુઃખી દિવસો વીતાવવા લાગી. નવનીતે કરેલ અત્યાચાર માટે એને અનહદ દુઃખ થતું હતું. વાંચક કદાચ એમ પ્રશ્ન કરશે કે વેશ્યા વૃત્તિ કરતી ગુલાબ નવનીતના આચરણને દુઃખ શા માટે ગણતી હશે? એનો ઉત્તર એ છે કે, જો કે ગુલાબ વેશ્યાનું કામ કરતી હતી, પરન્તુ એનું હૃદય વેશ્યાનું નહોતું, એના હૃદયમાં તેજ હતું, . પરન્તુ સ્ત્રી જાતિના સ્વભાવ મુજબ એ દુર્બલ બની ગયું હતું નહિતર કામી અને પાપિષ્ટ નવનીતના હાથે એનું સતિત્વ નષ્ટ નજ થાત. આજ દિવસ સુધી ગુલાબનો પતિ જીવીત હત તો ગુલાબ એના ઘરની ગૃહલક્ષ્મી બની હોત.

ગુલાબ કસ્તુરચંદને ભૂલવાનો પ્રયત્ન કરવા લાગી. પોતાના હૃદયની અસહ્ય યાતનાને તુચ્છ સમજવા લાગી, પરન્તુ ગુલાબપર ઈશ્વરનો કોપ ઉતરવો હજી બાકી હતો.

ગુલાબના દુઃખનો અહીં અન્ત નથી આવતો; આ ઘટના પછી ત્રણ મહિને ગુલાબને માલુમ પડયું કે પોતે ગર્ભવતી થઈ છે. આ ગર્ભ કસ્તુરચંદ શેઠનો હોત તો એને મન આનંદની સીમા ન રહેત; પરન્તુ એ સંતાનનું મોઢું જોઇ પ્રતિક્ષણ એને નવનીતના નૃશંસ અત્યાચારની યાદ આવ્યા કરશે એ એને મન

અસહ્ય હતું, અને એજ ચિન્તાએ તેનું કલેજું બળી જતું હતું.

ગુલાબે પસંદ કરેલું મકાન ગોળપીઠા નજદિક હતું. ત્યાં રહેતાં પડોસીઓ જાણશે તો શું કહેશે? એ વિચારે તેને દિવાની બનાવી દીધી.

અન્તમાં તેણે એ મકાન છોડવાનો નિશ્ચય કર્યો. ચોપાટી ઉપર એક જગ્યા ભાડે રાખી લીધી.

બીજે દિવસ બીજી દાસીઓને રજા આપી માત્ર એકજ દાસી સાથે તે ચોપાટી રહેવા ગઇ.



## પ્રકરણ ૧૮ મું.



### શું એ એજ છે ?

ત્રીજા માળની અગાસી ઉપર એક યુવક અને એક યુવતી બેઠા હતાં. પ્રચંડ ગરમીના કારણેજ આ યુગલ અગાસીપર બેઠું હતું પાસે એક નાનું બાળક ઘુંટણે ચાલતું રમી રહ્યું હતું. પૂર્ણ ચન્દ્રની વિમળ ચાંદની કેવળ બાળકને નહિ પણ યુવક અને યુવતીનાં મનને પ્રફુલ્લીત કરી રહી હતી. વાંચનાર! આ યુવક યુવતી કોણ છે એ જાણો છો? યુવક તે પ્રવીણરાય અને યુવતી તે આપણી પૂર્વ પરિચીતા જ્યોત્સ્ના હતી. અને બાળક? એ એનો પ્રિય પુત્ર હતો. દરિદ્ર પ્રવીણ આજ આ ત્રણ મજલાના મકાનનો માલિક બન્યો હતો. જ્યોત્સ્નાના અંગપર હવે અલં-

કાર અને ઘરમા કામ કરનાર દાસ દાસીઓનો તોટો નહોતો. આટલી ધન દોલત એમને કયાંથી મળી? જેના દિવસો ઘણા દુઃખમાં પસાર થતા હતા, તેને સુખી જોઇ-સ્વપ્ન જેવું જણાતું હતું!

"ઉદ્યમ કરનારને જરૂર ફળ મળેજ છે." વાત એમ હતી કે એક મારવાડીએ પ્રવીણને નોકર રાખી લીધો અને દશ રૂપીયા પગાર ઠરાવ્યો. આ દશ રૂપિયાની નોકરીથી એને એટલો સંતોષ થયો કે જાણે રાજ્ય મળ્યું. થોડા દિવસોમાં એની ભદ્રતા, ઇમાનદારી અને કામ કરવાની રીતથી મારવાડીને સંતોષ થયો અને એનો પ્રિય પાત્ર બની ગયો. કેટલાક દિવસ પછી મારવાડી એના દરેક કામથી સંતુષ્ટ થયો અને પ્રવીણને પોતાનો ભાગીદાર બનાવ્યો. વેપારનું કામ પણ વધારી દીધું. જેના પરિણામે પ્રવીણની અવસ્થા આજે ફરી ગઇ હતી.

પ્રવીણે જ્યોત્સનાને કહ્યું, "હવે તું કંઇ અંગ્રેજી ભણે તો શું વાંધો છે?"

"અંગ્રેજી બંગ્રેજીની શી જરૂર છે. હું ગુજરાતી ભણી છું તેટલુંજ ઠીક છે. જુઓ, પહેલા મેં મોટી બા પાસે બેસી ધર્મની કેટલીએ ઉપદેશમય વાતો સાંભળી છે. આજકાલની વહુ દિકરીઓ નકામી નોવેલો વાંચે છે. એ પુસ્તકોમાં પોતાના સુખની ઇચ્છા સિવાય કંઈ શીખવાનું મળતું નથી, અને એથીજ કહું છું કે લખવા વાંચવાથી અમારો કંઈ ઉધ્ધાર થવાનો નથી, અમોને તો વૃધ્ધ માવતરોના સહવાસની-ઉપદેશની જરૂર છે."

"વારૂ, જેવી તારી મરજી. પણ રમેશ અત્યાર સુધી કેમ ન આવ્યો?"

"આવવાનો વખત તો થઈ ગયો છે."

"રમેશ આજકાલ કોણ જાણે કેવો એ બની ગયો છે." પ્રવીણે ચિંતા દર્શાવતાં કહ્યું.

"અમને બચાવવા જતાં એમની આ દુર્ગતિ થઇ છે. બિચારા પર કેવી આફત પડી. હરીગંગાનો પણ પ-તો નથી."

"મને તો એમ લાગે છે કે એને મારી નાખી હશે." અથવા તો એને કયાંઈ સંતાડીને રાખી મુકી હોય.

"મને તો એમ વિચાર આવે છે કે રમેશ હવે બીજો વિવાહ કરે તો ઠીક."

"મારી પણ એજ ઇચ્છા છે."

"પણ એ આપણું કયાં માને છે."

"એજ મોટી પંચાત છે ને! જ્યારે હરીગંગાનો પ-તોજ નથી તો આટલું દુઃખ કરવાથી શું ફાયદો? તેમ હવે મળે એનો પણ મને ભરોસો નથી અને માનો કે મળી તો એ ન મળ્યા બરાબરજને?"

"મન શું કહે છે?"

"ઠીક. ધારો કે હું મરી જાઉં તો તમો નવો વિવાહ કરો કે નહિ?"

"કોણ જાણે?"

"વ્હાલા! મારૂં તો માનવું છે કે તમો વિવાહ કરી લ્યો

એજ સારૂં. એકને માટે ચિન્તામાં દિવસો વિતાવવા એ ઠીક નહિ."

પ્રવીણે ક્રોધે જવાબ ન આપ્યો. એટલે જ્યોત્સનાએ બાળકને ઉપાડી કહ્યું, "બેટા, ચાલો આપણે તારા કાકાની કટ્ટી કરી ચાલ્યાં જઈએ." માતા તથા પુત્ર ચાલવા લાગ્યાં ત્યારે પ્રવીણ હસતાં હસતાં બોલ્યો. "ક્રોધ ન કરો સાંભળો છો કે ?"

જ્યોત્સ્ના તો આહારાદિનો બંદોબસ્ત કરવા નિચે ચાલી ગઈ.

❦❦ ❦❦ ❦❦

## પ્રકરણ ૧૯ મું.

❦❦ ❦❦

## નવો ભાવ

સરયુ પલંગ પર સુતી સુતી. ઓશીકામાં મોહું છુપાવી ધીરે ધીરે રડતી હતી. એનું રડવું કોઈ રીતે રોકાતુંજ ન હતું. એની પાસે એના વૃદ્ધ સ્વામી વિશ્વાસરાય ઉભા હતા. છેવટમાં તે બોલ્યા:-"સરયુ, સરયુ. રડવું બંધ કરને ?"

સરયુનાં લાલ નેત્રો વધારે લાલ થયાં અને ક્રોધ કરી બોલી:-

"તમને બોલતાં શરમ નથી આવતી? હું ચોખ્ખે ચોખ્ખું કહી દઉં છું કે જેવી રીતે નવનીતને કાઢયો છે, તેવીજ રીતે દીનબંધુને પણ રજા આપો. તેના પર મને વિશ્વાસ નથી આવતો. એ મારા તરફ એવી કરડી નજરથી જુએ છે કે ન પુછો વાત. એની નજરમાં જરૂર પાપ દૃષ્ટિ છે." આટલું કહી સરયુ પાછી

રડવા લાગી.

"વારૂ ભલે, એને રજા આપશું, પણ એના ખરચ માટે–"

"હું શું ઘરની ધણીઆણી છું કે દઉં ? તમે દ્યો."

"મારી પાસે શું છે ? જે હતું તે બધું તારા નામ પર ચડાવી દીધું છે."

"મને મૂર્ખ ન બનાવો, મારા નામ પર તો ખાલી જાગીરજ લખી આપી છે. રોકડ રૂપિયા કયાં છે ?"

"રોકડા રુપિયા મારી પાસે હતાજ નહિ,"

"તે તમે જાણો, એ બધી વાતો મારા મોઢે ન કહો અને હું એ સાંભળવા પણ ઇચ્છતી નથી." "તમને ન ગમતી હોઉ તો ચાલી જાઉં !"

પણ આ જાગીર—

"જાગીર મારી છે અને તેની દેખરેખ રાખવાનું કામ મારા તરફથી મારો ભાઈ કરશે."

"કોણ જગતકિશોર ?"

"હા,"

ઉંડો નિસાસો નાખતાં વિશ્વાસરાય બોલ્યા, "નહિ, એ કદી પણ બનનાર નથી એ તમારી સાથે વાતચીત કરે એ મારાથી જોઈ શકાય તેમ નથી."

"ઓહો...હો હો...જાણે તમારી ચાકરડી હોઉં તેમ હુકમ ફરમાવો છો કેમ ? મારો ભાઈ પણ મારી સાથે વાતચીત ન કરે કેમ ?"

"એ બધું દેખાડવાનું છે."

"એમ માનો તો એમ. હું કોઇની વાત સાંભળવા નથી માંગતી. તે આવતી કાલથી અહીંજ રહેવાનો છે. તમારાથી ખમાય તો તમો પણ જુદા ઘરમાં જઈ રહો. મને જોવાની મરજી થાય તો આવીને જોઇ જવી અને ન આવો તોપણ તમારી મરજી."

"સરયુ ! તું આ શું બોલે છે ? તેનો તનો તને વિચાર છે ?"

"વિચાર શેનો ? મારો ભાઇ અહીં આવી રહેશે અને સઘળું કામ તે સંભાળશે, સમજ્યા ?"

"સરયુ શું તારે આમજ કરવું છે ? છેવટ મને પણ આ પ્રમાણે દગો દેવો છે." વિશ્વાસરાયની આંખમાંથી અશ્રુના બે ટીપાં પડી ગયાં.

"એમ કેમ કહો છો ! ત્યારે એમજ કહોને કે હવે તમને હું ગમતી નથી. વિવાહ થયે બે વર્ષ વીતી ગયા, હવે તો જુની થઇ ગઇ. હવે કેમ સારી લાગું ? પણ એમાં તમારો દોષ નથી. ધોળા વાળવાળા શું આમજ કરતા હશે ?"

વિશ્વાસરાય કશું બોલ્યા વીના એ ખંડ છોડી ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૨૦ મું.

****

## એ તો થવુંજ જોઇએ

" વ્હાલા, તમો જરાયે ડરશો નહિ."

આ શબ્દો સરયુએ કહ્યા. આ એજ સરયુનો વ્હાલો, પ્રાણ પ્યારો હતો કે જેને તે સમાજની નજરે 'ભાઈ' તરીકે બોલાવતી અને ઓળખાવતી હતી !

" શેઠ આપણા માટે શું તર્ક કરશે તેનો વિચાર કર્યો ?" પ્રાણલાલે કહ્યું.

" કોઇની મારે શું પરવા છે ? પ્રાણલાલ, તારા વિના એક પળ પણ આ સરયુને ગમતું નથી !"

" તું શું કહે છે તેમાં હું કંઇ ન સમજ્યો."

" ધીરે ધીરે સમજાવામાં આવશે. બેવકુફ બુઢાને ઘર બહાર કાઢયા બાદ બધું સમજાવી દઇશ. જેટલી જાગીર છે, તે સઘળી વેચી સાટી રોકડ રૂપિયા લઇ વિદેશમાં ચાલ્યા જઇશું અને ત્યાં પતિ પત્નિ તરીકે રહી દુનીઆનું સુખ ભોગવશું."

" પ...ણ વેચવા કોણ દેશે ? "

" કોણ મના કરનાર છે ? વસીયતનામુ વાંચી જુઓ. એમાં લખ્યું છે કે—તમને દાન કરવા, વેચવા અને તમારી મરજી અનુસાર ભોગવવાનો અધિકાર આપવામાં આવે છે."

" મારી પણ એજ ઇચ્છા છે." પ્રાણલાલે હામાં હા

ભીલાવી.

"અને હું એ સર્વ તમને અર્પણ કરનાર છું મારા પ્રાણ?" આટલું બોલી સરયુ પ્રાણુલાલને બાઝી પડી અને તેના ઓષ્ઠ પણ એક ચુમ્બન લીધું.

*　　　*　　　*

"શું છે રે...એ......"

"રાતને માટે ભોજન શું કરવાનું છે?"

"મારા અને મેનેજર માટે પુરી અને પાંચ જાતનાં શાક અને બજારમાંથી મલાઇ થોડોક મેવો, સૂકો મેવો, પરતાની બરફી અને અરધો શેર બદામનો હલવો.

"અને શેઠને માટે?"

"રોજ રોજ કહેવું પડે કે! દાળ, ભાત, રોટલી. શાક મળે તો કરવું નહિતર કાંઇ જરૂરત નથી, અને એમના વહુ દિકરાઓ ખાઇ લેશે."

"પણ નાની વહુ નથી માનતી."

આ વાત સરયુ સહન ન કરી શકી. ક્રોધકંપિત સ્વરે બોલી, "કોણ છે નાની વહુ વાળી! ક્યાં ગઇ એ? બહુજ એને શેઠનું લાગી આવે છે? જાણે કેમ શેઠ મારા કંઇ ન થતા હોય! ક્યાં સુધી લાગી આવશે? હવે એમની પાસે પૈસા નથી, જોઉં છું કે એમનું કોને કોને લાગી આવે છે. હવે તો આ હાથથી આપ્યું લેવાનો સર્વનો વારો છે!"

શારદા પોતાના ખંડમાં બેઠી હતી. એણે ઉપલી વાત

સાંભળી; પરન્તુ એણે કશોએ જવાબ ન આપ્યો. આંખમાંથી આંસુની ધારા વ્હેવા લાગી.



## પ્રકરણ ૨૧ મું.



### આ પણ પુરતું છે.

સરયુના તુચ્છકારથી, દીનબંધુ, તેની સ્ત્રી અને વૃધ્ધ પિતાને સાથે લઇ એક નાના કાચા મકાનમાં રહેવા આવ્યો. દીનબંધુ મહિને પચ્ચીસ રૂપિઆ લાવતો, તેનાપર આ ઘરનો વ્હેવાર ચાલતો. પોતે કષ્ટ સહન કરીને પણ પોતાના પિતાને સુખી રાખવા પ્રયત્ન કરતો. પોતાને થતા દુઃખની વાતો પિતાના કર્ણપર પહોંચવા ન દેતો.

નવનિત તો પ્રથમથીજ એના પિતાના કહેવાથી જુદો થયો હતો. એને આ પ્રમાણે ઝાઝો વખત જુદા ન રહેવું પડ્યું. તેણે અતિરિકત સુરાપાનથી રાજલક્ષ્મીને બહુ સતાવી–તે એટલે સુધી કે એ અત્યાચાર તે સહન ન કરી શકી. આખરે અફીણ ખાઇ તેણે પ્રાણનો ત્યાગ કર્યો, છતાંએ નવનિત ચૈતન્યને નજ આવ્યું, નવનીત આ અભાગીનિ માટે જરાયે દુઃખી ન થયો વધારે તો શું, પરન્તુ જ્યારે રાજલક્ષ્મીનું મૃત શરીર ઘરમાં પડ્યું હતું ત્યારે પણ એ સુરાપાનથી ઉન્મત્ત બન્યો હતો. રાજલક્ષ્મીનું શબ પરિક્ષા માટે હોસ્પીટલમાં ગયું, ત્યાં એના કોમળ શરીરના ટુકડે

ટુકડા કરવામાં આવ્યા, તોપણ નવનિતનું ધ્યાન એ તરફ નહોતું ગયું. વધારે શું કહેવું, છેવટનો સંસ્કાર પણ એણે ન કર્યો. એટલુંજ નહિ પણ આ ખબર એણે પોતાના નાના ભાઇને પણ ખબર ન કહેવરાવી.

રાજલક્ષ્મીએ અફીણ ખાધા પહેલાં પોતાના હૃદયની ઉર્મિઓ ઠાલવવા સહોદરા તુલ્ય શારદાને એક પત્ર લખ્યો. અફીણનો નશો જણાવા લાગ્યો ત્યારે એ પત્ર તેણે પોસ્ટમાં રવાના કર્યો. જે વખતે પત્ર શારદાને મળ્યો ત્યારે રાજલક્ષ્મીનું શરીર હોસ્પીટલમાં પડયું હતું. છેવટ દીનબંધુએ એના ખંડીત શરીરને લાવી અગ્નિ-સંસ્કાર કર્યો.



## પ્રકરણ ૨૨ મું.



### વિપદ અને ઉધ્ધાર

ગુલાબને પ્રતિક્ષણ એજ ચિન્તા રહ્યા કરતી હતી કે નર-પિશાચ નવનીત અને તેનાથી ઉત્પન્ન થયેલા સંતાનનું સુખ જોવું પડશે, એને પ્યાર અને આદર કરવો પડશે, એનું લાલન પાલન કરવું પડશે. આ વિચારે તે ઘણીજ દિલગીર રહેતી હતી; પરન્તુ શું થાય ? સંતાન કંઇ ફેંકી દેવાની વસ્તુ નથી.

યથાસમયે ગુલાબને કન્યા અવતરી. માત્ર અરધો કલાક જીવીને મરણ પામી. ગુલાબની આંખમાંથી અશ્રુનાં બે ટીપાં સરી પડયાં, પહેલાં જે ઘૃણા એના મનમાં ઉત્પન્ન થઇ હતી તે પણ

દૂર થઇ ગઈ. કન્યાના મરણ બાદ ગુલાબ એક મહિના સુધી ઘરમાંથી બહાર ન નીકળી.

કસ્તુરચંદ શેઠના પિતાને ગુલાબે કહેલું કે વર્ષ પછી તમને હું મારો અહેવાલ સવિસ્તર બ્યાનપુર્વક લખી જણાવીશ. ગુલાબ એ ભુલી ન હોતી. એક વર્ષ પુરૂં થયા પછી ગુલાબે પત્ર લખ્યો. કેટલાક દિવસ બાદ એ પત્રનો જવાબ આવ્યો.

ગુલાબ શેઠને મળી. શેઠે તેને પાંચ હજારની નોટો આપી. તે લઇ ગુલાબ ભાડાની વિકટોરિયા કરી પોતાને ઘેર જવા લાગી. વિકટોરિયાવાળો બાઇ પાસે કંઇક માલ છે એમ સમજી એક ગલીમાં ગાડી હંકારી ગયો. એક સીટી મારતાંજ ચાર છ લૂંટારાઓ ગાડી પર તુટી પડયા અને ગુલાબના શરીર પરના દાગીના રોકડ વિગેરે લઇ લીધું. ઘડી પહેલાંની પાંચ હજારની માલીકણ ગુલાબ એક પળમાં રસ્તાની ભીખારણ બની ગઇ. અથડાતી કુટાતી તે ઘેર પહોંચી. પોલીસમાં ફરિયાદ ન કરતાં કિસ્મતને દોષ દેતી તે પોતાને ઘેર આવી. પોતાની પાસે થોડી ઘણી રોકડ પુંજી હતી તેમાંથી દેવું ચુકવી આપ્યું. અર્થાત્ તેની બધી માયા મુડી જે કાંઇ હતી તે ખલાસ થઇ ગઇ. જીંદગીના છેલ્લા દિવસોમાં આવી ગરીબાઈ એણે કોઈ પણ દિવસે અનુભવી નહોતી. તેણે મુંબાઇનાં એક પરાંમાં ઓરડી લીધી અને ત્યાં રહેવા લાગી.

એક દિવસ તેને વિચાર આવ્યો કે, મારાપર ગુજરેલો સીતમ, કસ્તુરચંદના પિતાને લખી જણાવું. વળી વિચાર આવ્યો

કે, હમણાં તો હજી મદદ માટે લખ્યું ? એ મારા માટે શું ધારે ? એ કદાચ એમ ધારી લે કે ગુલાબે સઘળું ઉડાવી દીધું અને મારા તરફ અસન્તુષ્ટ થઇ કાંઈ ન મોકલે તો બહુજ શરમાવા જેવું થાય. આવી રીતના અનેક જાતના વિચારો તેણે કર્યા; પરન્તુ અર્થહીનતા બહુજ ભયંકર હોય છે, એના આગળ સંપૂર્ણ લજ્જા મુકી દેવી પડે છે. ગુલાબે દરેક જાતનો વિચાર કર્યા બાદ કસ્તુરચંદ શેઠના પિતાને પત્ર લખ્યો.

એક બે દિવસ કરતાં મહિનો પસાર થયો પણ પત્રનો જવાબ ન આવ્યો. તે હતાશ થઈ ગઈ. પોતાની પાસેના જે કાંઈ થોડા અલંકારાદિ હતા એને વેચવાનો વખત આવી પહોંચ્યો. એક હીરાની અંગૂઠી લઈ તે વેચવા માટે ગામમાં આવી. આ અંગૂઠી જયારે પ્રથમ ખરીદવામાં આવી હતી ત્યારે પંદરસો રૂપીયાની વેચાતી લેવામાં આવી હતી પરન્તુ ઝવેરી બજારમાં કોઈ પણ ઝવેરીએ ત્રણસો રૂપીયાથી એક પાઇ પણ કિંમત વધારે ન કરી. લાચારીથી એણે એ વેચી નાંખી.

એ રેલ્વે રસ્તે પોતાના મકાનપર આવી. સ્ટેશનપર આવી ત્યારે ગાડી ઉપડવાની તૈયારી હતી. એણે થર્ડ કલાસનું બારણું ખેંચી જોયું પણ નજ ઉઘડ્યું. પાસેના ફર્સ્ટ કલાસમાં બેસી ગઈ. આ ફર્સ્ટ કલાસમાં એક બુઢ્ઢા સિવાય અન્ય કોઈ નહતું !

ગુલાબને જોતાં વૃધ્ધની ડાગળી ચસકી. તેણે મનમાંને મનમાં વિચાર્યું કે, વાહ! આવા ઘુપાં રત્નો આજ સુધી ક્યાં છુપાઇ રહ્યાં હશે ?

ગુલાબ થોડા વખતમાંજ બધું સમજી ગઇ, કે આ નવું જાનવર મારા રૂપનો શીકાર બનવા ઇચ્છા રાખે છે, એ મારા પીંજરામાં જરૂર ફસાશે. પરન્તુ વૃદ્ધ પર તેના દિલમાં જરાયે લાગણી ઉત્પન્ન ન થઇ એટલે તેને ફસાવવાની તેણે જરાયે દરકાર કરી નહિ.

ગાડી ધારેલા સ્ટેશને આવી. આટલા વખતમાં કોઇએ પણ વાતચીત કરી ન હતી. ગુલાબ ટ્રેનમાંથી ઉતરી ભાડાની ગાડી કરી પોતાના મકાને આવી. ગુલાબે પાછું વાળી જોયું તો એ વૃધ્ધ એની પછવાડે આવતો હતો. તેણે જરા સ્મીત કર્યું અને ઘરની અંદર દાખલ થઇ.

બીજે દિવસે ગુલાબ પોતાની સાધારણ ઓરડીમાં બેઠી હતી એટલામાં ત્યાં તેની ઘાટણ આવી. ઘાટણને જોતાં ગુલાબ બોલી "કાં કેમ આવી ! શું છે ?"

ઘાટણ તેની સામે ઉભી રહી હસવા લાગી.

"કેમ શું છે ? આટલું બધું આજે કેમ હસે છે ?"

"શિકાર આવી પહોંચ્યો છે !"

"ક્યાં છે ?"

"બહાર ઉભો છે, હું તમને પુછવા આવી છું."

"વારૂ, બોલાવી લાવ." ગુલાબે કંઇક ચિન્તાથી કહ્યું.

ગુલાબ બીજી ઓરડીમાં જઈ બેઠી, એટલામાં ઘાટણ પણ પેલા બુઢ્ઢાને લઇ આવી પહોંચી.

ગુલાબે ઉભા થઈ એનું સ્વાગત કરતાં કહ્યું. "પધારો !"

"તમે બેસો, ઉભા થવાની કશીએ જરૂર નથી." બુઢ્ઢાએ વિવેક દર્શાવ્યો.

વૃધ્ધ કેટલોક વખત શાન્ત રહ્યા પછી દાંતોની અપૂર્ણ શોભા બતાવતો બોલ્યો. "મારા પર કૃપા કરો."

ગુલાબ મનમાં બોલી, "બીલકુલ પાગલ જણાય છે."

વૃધ્ધે પુનઃ કહ્યું, "મારી સાથે વાત કરો, મારા જીગરની આગ બુઝાવો. હું આપને દસ હજાર રુપિયા આપું છું." આટલું કહી તેણે દસ હજારની નોટો ગુલાબ પાસે મુકી દીધી અને પુનઃ બોલવા લાગ્યો, "આજની આટલી ભેટ સ્વીકારો. હવે પછી તમને દર મહિને હજાર રૂપિયા અને અલંકાર વિગેરે આપીશ. એ ઉપરાંત આ દાસ પર જે આજ્ઞા કરશો તે એજ વખતે હાજર કરીશ."

ગુલાબ બુઢ્ઢાના આ પ્રસ્તાવ પર રાજી થઇ ગઇ. બુઢો આનંદ પામ્યો, અને ગુલાબને ગળે લગાવી દીધી. ગુલાબ આજ વળી પાછી નવા પંથની પથિક બની.

* * *

ગુલાબને આ વૃદ્ધ જાગીરદારના આશ્રયમાં રહ્યાને લગભગ એક માસ થવા આવ્યો.

વૃદ્ધ દરરોજ સાંજના એને ઘેર આવતો અને રાત્રીના અગીઆર વાગ્યા સુધી રહી પોતાના મકાને ચાલ્યો જતો. વૃધ્ધને એક વાતની બહુજ ચીઢ હતી અને એ વાત ગુલાબને પસંદ હતી. વાત એમ હતી કે ગુલાબ ઘરની બહાર નીકળે એ

એને જરાએ પસંદ નહતું. ગુલાબ દરરોજ સાંજના હવા ખાવા બહાર જતી એ એને બીલકુલ ગમતું નહિ. બીજા કોઈ ગુલાબને જોવા ન પામે એવી એની ઇચ્છા હતી. એ આખો દિવસ ઘરમાંજ રહે એમ તેની ઇચ્છા હતી. પરન્તુ દુર્ભાગ્યની વાત એ હતી કે દરરોજ સાયંકાળે ગુલાબ ફરવા નિયમીત જતી.

ભાગ્યવશ કહો કે દુર્ભાગ્યવશ કહો, કંઇ સમજવામાં નથી આવતું. એક દિવસ બગીચામાં એની આંખો એક સુંદર યુવકપર પડી અને "મળી દૃષ્ટો દૃષ્ટ."

યુવક એટલો સુંદર હતો કે જોતાંજ એનાપર પ્રેમ ઉત્પન્ન થાય. એના તરફ કુદરતી ચાહના ઉત્પન્ન થાય એવું સુંદર એનું સ્વરૂપ હતું. એનાં કપડાં પણ બહુજ સુન્દર હતાં, જોતાં એમ જણાઈ આવે કે, તે કોઇ મોટા ઘરનો પુત્ર છે.

ગુલાબના જીગરમાં એ યુવકની છબી છપાઇ ગઇ.

બીજા દિવસે પાછી ગુલાબ બગીચામાં નિત્ય નિયમ મુજબ ફરવા ગઈ ત્યાં એને પેલો યુવાન નજરે પડયો. ગુલાબ એકલી હતી. વખત જોઇ યુવાન ગુલાબ પાસે આવ્યો.

ગુલાબે પોતાના હાથનો રૂમાલ જાણી બુઝીને જમીનપર પડતો મૂકયો. પેલા યુવાને તે ઉપાડી ગુલાબને આપ્યો. ગુલાબે શિર ઝુકાવીને ઉપકાર જાહેર કર્યો. યુવાનને વાતચીત કરવાનો અવસર આપવા માટેજ જાણી જોઇને ગુલાબે રૂમાલ ફેંકી દીધો હતો.

આ અવસર પર ગુલાબ અને યુવાન વચ્ચે ઘણો વખત વાતચીત થઇ. ગુલાબ એના પર મુગ્ધ બની ગઇ.

આ પ્રમાણે કેટલાક દિવસ વાતો ચાલ્યા કરી. યુવકનું નામ યશવંત હતું. એક ઇંગ્લીશ ફર્મમાં તે નોકરી કરતો હતો.

એક દિવસ બન્ને બગીચાના નિર્જન ભાગમાં ફરતાં હતાં. એ વખતે વખત જોઇ યશવંતે કહ્યું:

"ગુલાબ તમારા હૃદયમાં આ અભાગીને સ્થાન દો."

"સ્થાન અપાઇ ચૂક્યું છે; પરંતુ યશવંત! તમે જાણો છો કે, મારો ખર્ચ કેટલો છે, આ બોજો ઉઠાવવાને તમે શક્તિવાન છો?"

"ત્યારે મારા ભાગ્યમાં નિરાશાજ લખી છે શું?"

"નહિ, પેલો વૃધ્ધ મને રૂપિયા આપી રહ્યો છે, એને થોડા દિવસ વધારે રહેવા દ્યો, અને તેની પાસેથી માલ હાથ કરવા દો. પછી......"

'એ માટે તો કોણ જાણે કેટલોએ વખત રાહ જોવી પડશે,–ગુલાબ! એટલા દિવસ સુધી હું કેમ ધીરજ રાખી શકું?"

"તમને હું મારા ઘેર બોલાવી શકું તેમ છું. પરન્તુ કપાંઇ એ જાણવા ન પામે તોજ આ બધું થઇ શકે તેવી વાત છે. જો એ જાણી જાય તો કરી કમાણી ધુળ મળે."

"એને કેવી રીતે ખબર પડે!"

"જાણવું એ શું બહુ મોટી વાત છે?"

"ગુલાબ! ઘણું કરીને એ આખી રાત્રી તો નહિજ રહેતો

હોયને ?"

"ના, ના, એ અગ્યાર વાગ્યાં સુધીજ રહે છે."

"ત્યારે હું અગ્યાર વાગ્યા પછી આવતો જઇશ."

કેટલીક વખત વિચાર કર્યા પછી ગુલાબે એ વાતનો સ્વિકાર કરી લીધો. યશવંત આનંદની સાથે ગુલાબને ચુંબન ભરતો ત્યાંથી વિદાય થયો.

રાતના સાડા દસનો સુમાર હતો. એ વખતે પેલો વૃધ્ધ ગુલાબના ઘેરથી નિકળી પોતાના ઘેર જવા વિદાય થયો. ગુલાબ ચુપચાપ શાન્ત રીતે એક ખુરશી પર બેઠી હતી, એટલામાં બારણું ઉઘાડી યશવંત એ ઓરડીમાં હસતો હસતો આવી પહોંચ્યો. એના મુખકમળ તરફ જોતાં જણાઇ આવતું હતું કે તે પૂર્ણ આનંદથી ભરેલું હતું. ઉમંગમાંને ઉમંગમાં એણે ગુલાબને પ્રણયાલિંગન કર્યું–ચુમ્બન લીધું. એની આશા સંપુર્ણ થઇ. મૃત્યુલોકમાં હોવા છતાંયે એને સ્વર્ગલોકનો ભાસ થવા લાગ્યો. આ દિવસથી પ્રતિદિવસ તે યુવાન અગ્યાર વાગ્યા પછી નિયમીત ગુલાબને ત્યાં આવવા લાગ્યો.

* * *

એક દિવસ લગભગ બે પ્રહર રાત્રી વ્યતિત થઇ હશે તે વખતે યશવંત સાથે ગુલાબ આનંદ કરી રહી હતી, એટલામાં નિસરણીપર કોઈના પગનો અવાજ સંભળાયો. બંને ચોંકયાં. ધ્યાનપુર્વક અવાજ સાંભળવા લાગ્યાં તો તેમને જાણવામાં આવ્યું કે વૃધ્ધ ધબધબ કરતો નિસરણી ચઢતો હતો. ગુલાબનું કાળજું

કંપવા લાગ્યું, ધીરે ધીરે તે બોલી, "જરૂર પેલો વૃદ્ધ બુઢ્ઢો છે."

ગુલાબ જે ખોલીમાં બેઠી હતી તેની બાજુ એક ખોલી હતી. એમાં સામાન વિગેરે પડયો રહેતો. એ ઓરડીમાં પણ દાદર હતો અને ત્યાંથી બહાર જવાનો રસ્તો હતો. ત્યાંથી ગુલાબે યશવંતને જવાનું કહ્યું. યશવંત તે ઓરડીમાં ગયો.

ગુલાબે દરવાજો ઉઘાડી નાખ્યો. વૃદ્ધ અંદર આવ્યો અને કહ્યું:–" હું અહીં મારી લાકડી ભુલી ગયો છું તે લેવા આવ્યો છું."

એટલું કહી તે વૃદ્ધ ઓરડી જોવા લાગ્યો. વળી પાછો બાજુની ઓરડીમાં ગયો ત્યાંથી પાછો આવ્યો અને સ્હેજ સ્મીત કરી કહ્યું, " ન મળી, હવે તો ઘેર જાઉં છું."

" બેસશો નહિ ? "

" નહિ, હવે તો રાત્રી બહુ વ્યતિત થઈ ગઇ છે."

" બહુ સારૂં ત્યારે પધારો."

બીજે દિવસ વૃદ્ધ ગુલાબને ઘેરે ન આવ્યો. ગુલાબ એમ સમજી કે આ વૃદ્ધ જરૂર મારૂં કારસ્તાન જાણી ગયો, એટલે તે આજ ન આવ્યો. વળી પાછો વિચાર આવ્યો, કે એને નહોતું આવવું તો એકવાર મને કહી તો જવું હતું. આ પ્રમાણે ચિન્તા કરતી ગુલાબ સુઈ ગઇ. બીજે દિવસે એ બગીચામાં ગઈ, પરન્તુ યશવંતની મુલાકાત ન થઇ. ગુલાબને એમ થયું કે કદાચ એ કામકાજમાં પડયો હશે અને એથીજ તે નહિ આવી શકયો હોય. આજ રાતના તો અવશ્ય આવશેજ. ટુંકમાં યશવંત ન આવ્યો

એટલે ગુલાબને બહુજ ચિન્તા થવા લાગી. કારણ ગુલાબ યશવંતને ચાહતી હતી. ગુલાબ સંધ્યા પહેલા ઘેર ગઈ."

ગુલાબ ઘેર પહોંચી કે તરતજ પેલા વૃદ્ધ પધાર્યા. ગુલાબે હસતાં હસતાં કહ્યુઃ—

"કાલે કેમ ન હોતા પધાર્યા ?"

"તારાં કારસ્તાનથીજ."

"તો પછી આજ કેમ આવ્યા ?"

"ગુન્હો કરવો અને ઉપરથી ગુસ્સો પણ બતાવવો કેમ ?"

"મેં શું ગુન્હો કર્યો છે ?"

"ગુન્હો ? બતાવું ? ગઇ કાલે કોને ઘરમાં પુરી રાખ્યો હતો ? રોજ રાતના તારી પાસે કોણ આવતું હતું."

"કોઇ પણ નહિ."

"પકડી લીધો હોત તો સારૂં થાત કેમ ?"

"ત્યારે પકડયો કેમ નહિ ?"

"પકડવું કોને કહે છે ? પેટીમાં તો એને બન્ધ કર્યો હતો."

ગુલાબ અવાક બની ગઈ, માત્ર "એ" એજ શબ્દ સંભળાયો.

"એ ! શું ! બીજી તો કોઇ સંતાવાની જગ્યા ન હતી, બીજી બાજુથી ન્હાસી જવાની સગવડતા ન હોતી, અને એટલા માટે તો બીજી નિસરણી તરફ હું તાળું બંધ કરીને પછીજ તારી પાસે આવ્યો હતો. તને શરમ લાગશે એટલા ખાતરજ મેં પેટી ન ઉઘાડી. બાકી ગુલાબ, તેં બહુજ ખરાબ કામ કર્યું છે. ગુલાબ હું તને જીવ કરતાં પણ વધારે ચાહતો હતો તેનું તેં મને આ

ઇનામ આપ્યું ? મેં તને આટલા રૂપિયા આપ્યા તેનો આ બદલો ?"

ગુલાબ ધ્રુજવા લાગી, તેના પર દુઃખનો પહાડ પડયો. એને એક વાત યાદ આવી, અને એથીજ એનું મન અસ્થિર બની ગયું. પરન્તુ પેલો વૃધ્ધ બેઠો હતો તેને વિદાય પણ કેમ અપાય! છેવટ માથું દુઃખે છે એ બહાનું બતાવી સુઇ ગઇ. વૃધ્ધ ગુલાબના મનનો ભાવ ન સમજી શકયો. એણે તો માન્યું કે જરૂર ગુલાબનું માથું દુઃખતું હશે એટલે તે સુઇ ગઇ. વૃધ્ધ વધારે કંઇ કહ્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો.

વૃધ્ધના ચાલ્યા ગયા પછી ગુલાબ બત્તી લઇ પાસેની ઓરડીમાં ગઈ. ત્યાં જઈ જોયું તો એક મોટી પેટીનું તાળું ખુલ્લું હતું. તેણે એ પેટીનું ઢાંકણું ઉઘાડયું. ઢાંકણું ઉઘાડતાંજ ગુલાબનો રંગ પીળો પડી ગયો અને એક ઝીણી ચીસ તેનાથી પડાઇ ગઇ. પેટીની અંદર એને યશવંત મરેલો નજરે પડયો.

ગુલાબની ચીસનો અવાજ સાંભળવાથી તેની ધાવણ ત્યાં આવી. તેણે આવીને જોયું તો ગુલાબ મૂર્છિત દશામાં પડી હતી. તરતજ તે ગુલાબની મૂર્છા દૂર કરવાના ઉપાય કરવા લાગી.



# પ્રકરણ ૨૩ મું.

❋❋❋❋

## પત્ર

જ્યોત્સ્ના ભોજન કાર્યથી પરવારી દિવાનખાનામાં બેઠી બેઠી પાન ખાતી હતી, એટલામાં દાસીએ આવી એક પત્ર આપ્યો. શિરનામું વાંચતાંજ તે ધ્રુજી અને ઉભી થઇ ગઈ. પાછી હતી તેમ બેસી ગઈ. દાસી બીધી અને પૂછ્યું "કેમ શેઠાણી, શું છે?

"કંઇ નથી તું જા."

દાસી ગયા પછી દિવાનખાનાનું દ્વાર બંધ કર્યું અને જ્યોત્સ્ના આવેલ પત્ર વાંચવા લાગી. પત્ર આ પ્રમાણે હતો:—

**વ્હાલી બ્હેન!**

આ મુખ હવે આ જીવનમાં દેખાડવાની જરાયે આકાંક્ષા નથી. વિશેષમાં મને એ આશા સ્વપ્ને પણ નહોતી કે હું તમારા પર પત્ર લખીશ, કારણ મારા જેવી અભાગી જન્મ દુઃખીયણને આ સંસારમાં કોણ આશ્વાસન આપનાર છે?

પૂરાં પુણ્ય કર્યાં હોય તો મને જેવો પતિ મળ્યો તેવો અન્યને મળે, અર્થાત્ મારા જેવો પતિ સતિ સાવીત્રીને પણ મળવો મહાદુર્લભ ગણાય. છતાંએ હું જીવનભર દુઃખી રહી, અને એથીજ કહું છું કે મારા જેવી અભાગી કોણ? સત્યુગ, ત્રેતા, દ્વાપરમાં તો કોઇ ન હતી, પરન્તુ આ કળીકાળમાં પણ કોઇ હશે

કે કેમ એ શંકાસ્પદ છે.

આ વાતને આજે પાંચ પાંચ વર્ષ પસાર થઈ ગયાં છે, છતાંયે બ્હેન તમોએ એમના વિવાહ નજ કર્યા! મને આશા હતી કે જ્યારે તમો એમને ભાઈની માફક ચાહો છો તો મારી શોધ કર્યા પછી પત્તો ન લાગ્યો તો અવશ્ય એમને તમો પરણાવશો, પણ તમોએ આજ સુધી એમને પરણાવ્યા નથી. તમોએ એમ શા માટે ન કર્યું ?

મારા સંબંધમાં તમોએ અનેક પ્રકારની સારી ખરાબ વાતો કરી હશે, વિચારી હશે, ન જાણે કેટલુંયે રડ્યાં હશો! આ અભાગીને માટે રડવા સિવાય અન્ય તમો શું કરી શકો ? આજ તમને બે જુની પુરાણી વાતો સંભળાવવાની છું. આથી તમને સુખ અને દુઃખ બન્ને થશે. સુખ એમ થશે કે હજી સુધી હું પવિત્ર છું, અને દુઃખ થશે કે પવિત્ર હોવા છતાંએ તમો મારૂં મુખ નથી જોઈ શકતાં.

કદાચ તમો કહેશો કે સિંહના પંજામાં પડયા પછી આદમી જીવતો રહી શકે ખરો ? હું કહું છું કે હા રહે છે. એનું પ્રમાણ તમને આપું છું. પાખંડી નવનીત મને પકડી લઈ ગયો, તમોએ પણ એજ અનુમાન કરેલું હશે. ખેર, એણે મને પકડીને પોતાના બાગવાળા મકાનની અંદર એક કોટડીમાં પુરી હતી. મારો સર્વ-નાશ કરવા માટેજ એણે આ પ્રયત્ન કર્યો હતો. તમો જાણતા હશો કે એ મકાનમાંથી બૂમ પાડવામાં આવે તો પણ એક શબ્દ બહાર સાંભળી શકાય તેમ નથી. હું બહુજ સંકટમાં હતી.

એક દિવસ તે મારા સામે આવી ઉભો, એણે મને અનેક પ્રકારની લાલચો આપવા માંડી, વળી બળ-પણ અજમાવ્યું, અત્યાચારમાં સહાયતા કરવા માટે એના પાસે અનુચરો પણ હતા. આ વખતે એના બે મિત્રો સાથે હતા. આ નરાધમોએ મળી મારી સાડીના ટુકડે ટુકડા કરી નાખ્યા. ગુપ્ત ભાગ ઢાંકવા પુરતોજ લુગડાંનો કટકો મારી પાસે રહ્યો હતો. નખના પ્રહારથી મારા શરીરમાંથી લોહી વહેવા લાગ્યું. એક તો એકલી, વળી સ્ત્રી જાત. આ ત્રણ નરરાક્ષસ સામે હું સ્ત્રી જાત ક્યાં સુધી ટકી શકું? અંતમાં મેં ભક્તવત્સલ ભગવાનને પોકાર્યા, યાદ કર્યા. એ ભક્ત વત્સલ ભગવાને મારો આર્ત્તનાદ સાંભળ્યો અને પ્રભુ કૃપાથી હું બચી ગઇ.

બ્હેન! એક વૃક્ષનાં બે ફળ હોય. છતાં તેમાં એક સારૂં ને બીજું ખરાબ. એક અમૃત અને બીજું કાતીલ ઝેર. બ્હેન, તમો કહેશો કે નહિ; પરન્તુ હું કહું છું કે એમ થાય છે. હું સહપ્રમાણ તમને બતાવી આપીશ.

નવનીતનો ભાઇ દિનબંધુ તે વખતે ત્યાં આવી પહોંચ્યો, અને ત્વરાથી કહ્યું, “ભાગો, ભાગો, પોલીસ આવે છે.”

સાંભળતાંજ ત્રણે નરરાક્ષસો પ્રાણ લઇ પલાયન કરી ગયા, ત્યાર પછી દિનબંધુએ મને કહ્યું:—

“હવે તમારે ડરવાનું નથી, તમો મારી બેન છો.”

પાસેના બીછાના પર પડેલી ચાદર ઉપાડી મેં ઓઢી લીધી. દિનબંધુની ઉપરની વાતથી મને શાન્તિ થઇ અને મેં કહ્યું:—

"આપ મારા ભાઈ છો, મારી રક્ષા કરો."

"તમો શાન્ત થાવ, હવે કોઇ પણ જાતની ચિન્તા ન રાખો."

"હવે શું કરૂં ?"

"આપને હું અહિંથી તરત રવાના કરી દઉં છું."

"ક્યાં જાઉં ?"

"તમારા પતિદેવ પાસે."

પતિનું નામ સાંભળતાં મારૂં કલેજું ફાટવા લાગ્યું. શું મોઢું લઇ ત્યાં જાઉં ? આજ ત્રણ દિવસ થયાં લંપટ નવનીતના વિલાસરૂપી પીંજરામાં કેદ છું, કોણ વિશ્વાસ કરશે કે હવે હું સતી છું. દારૂણ દુશ્ચિન્તાથી મારૂં હૃદય બળવા લાગ્યું. હાય ! મારા પ્રાણપતિ, હૃદય સર્વસ્વ, જીવિતેશ્વરને કેમ ભુલી શકું ? મને એમ થયું કે એમના પાસે જાઉં, અને સર્વ વાત એમને કહી દઉં. શું એ વિશ્વાસ નહિ કરે ? મારા પતિદેવ તો અવશ્ય મારા પર વિશ્વાસ કરશે, પણ અન્ય લોકનું શું ? એ જરૂર નહિ માને. સમાજના ભયથી મારો ત્યાગ એમને અવશ્ય કરવોજ પડે. અને પછી રડવા સિવાય બીજું શું હોય ? રડવું એ તો મારા જીવનનું સાથીપણું છે. મને જોઇ એમને રોવાનું મન થશે. એ છાનાજ નહિ રહે. માટે એના કરતાં તો બહેતર છે કે એ મને મરેલી ધારે. એથી એમને શાન્તિ થશે, અને આપ સર્વના આગ્રહથી એ અન્ય વિવાહ કરે એટલે મને સંતોષ થાય. મને બીજી ચિન્તા નથી. મને મારા દુઃખનું જરાયે દુઃખ થતું નથી. આમ કેટલો વિચાર કરી મેં દિનબંધુને કહ્યું:—

"ત્યાં તો નહિ જાઉં !"

"કેમ ?"

"કેમની વાત જવા દો."

"ત્યારે ક્યાં જશો ?"

"શ્રી વૃંદાવન જઇશ."

દિનબંધુ બહુજ બુધ્ધિમાન છે. મારા મનની વાત તેઓ સમજી ગયા. તેમણે મને પોતાના એક નિમકહલાલ નોકર સાથે વૃંદાવન મોકલી આપી.

વૃંદાવનમાં જે ઘરમાં મને આશ્રય મળ્યો છે એ આપણી જાતનાજ છે. બહુજ ભલા અને નેક છે. નાના મોટા સૌને સમાન ગણનાર છે.

ઘરની માલિકણ વૃધ્ધ બાઇ છે, એમનો સ્વભાવ દેવી જેવો છે, એમને ત્રણ પુત્ર છે.

પુત્રો અને પુત્રવધુઓ પણ સુચરિત્ર અને માયાળુ છે, અને એથીજ આ સંસાર સુખમય જણાય છે. વધારે શું કહું, જ્યાં સુધી જીવતી રહીશ ત્યાં સુધી એમનો નિસ્વાર્થ પ્રેમ, સ્નેહ, અને સુમધુર સંભાષણ કદી પણ ભૂલીશ નહિ.

પરન્તુ શું કહું-એમને ભુલી શકું ? નહિ, નહિ. આંખોમાંથી રકતની ધારા વહેવા માંડશે એવું થાય છે. બીકના લીધે જાણે કે પ્રાણ પંખેરૂં કેમ ઉડી ન જતું હોય એમ લાગે છે. હવે સહન નથી થતું બ્હેન ! તમો કહી શકો છો કે કયા કારણે મારા હૃદયરૂપી બગીચામાં ખીલેલું પુષ્પ અકાળે કેમ

ફરમાવ્યું ! આ કયા પાપનું ફળ હશે ! એવા તે મેં શું પાપ કર્યાં હશે કે સુખથી વંચિત રહી ! બ્હેન ! હવે તો નથી લખી શકતી. હૃદય મુંઝાય છે, કલેજું ફાટફાટ થઇ રહ્યું છે. કયાં હું અને કયાં મારા પ્રાણદેવ ? મોત પણ નથી આવતું, મરણ પછી હૃદય શાન્ત થાય છે, હૃદયની આગ બુઝાય છે, અને એથી મોત પણ આવતું નથી.

લોકો કહે છે કે, આત્મા અમર છે, મરતો નથી. એ અમર છે–માટેજ મરવાની આટલી ઈચ્છા થાય છે. વિચાર કરૂં છું કે મરીને તરતજ આત્માને રાત્રી દિવસ તેમના પાસેજ રાખીશ, ફુલોની સુગંધી લઈ વાયુ સાથે એમના શરીરને સુખ અને શાન્તિ દઈશ, મેના બની એ કયાંઈ બેઠા હશે ત્યાં બાજુના વૃક્ષપર બેસી તેમને સંગીત સંભળાવીશ, એમને સન્તુષ્ટ કરીશ, પરન્તુ હાય ! એવું પણ નથી થતું–થવાતું.

ચાંદની રાતના અગાસીપર સુતું છું ત્યારે વિચાર કર્યાં કરૂં છું કે, એ પણ આ પ્રમાણે પડયા પડયા મને યાદ કરતા હશે. હું એમને ભુલી ન શકી, જીવનભર ભુલવાનીયે નથી, હવે તો એકજ આશા છે કે જો પરલોક જેવી કોઇ વસ્તુ હશે તો અવશ્ય તેમને ત્યાંજ મળીશ.

બ્હેન ! તમારો બહુ સમય નષ્ટ કરી ચુકી, વિચારૂં છું કે હવે વધારે ન લખું, પરન્તુ જીવ માનતો નથી. આ મારો પહેલો અને છેલ્લો પત્ર છે, અને એથીજ એ લાંબો લખાયો છે. હવે વધારે લખવાનું કે કહેવાનું નથી. અંતમાં માત્ર એટલુંજ કહેવાનું કે

તમને મળવાની ઇચ્છા છે, વિચાર આવ્યા કરે છે કે છાનીમાની આવી તમને એકવાર મળી જાઉં, પરંતુ એમ કરવાનું સાહસ બની શકતું નથી. મને જોતાં એમનું દુઃખ વધારે થાય, ઇચ્છા તો એમ છે કે એમના ચરણોમાં શિર રાખી મરણ પામું, શું મારા ફુટેલા ભાગ્યને આ સુખ મળશે ?

નાનપણમાં મેં બ્હેનને મરતાં જોઈ છે, એ જેવી રીતે ભાલ પ્રદેશમાં કંકુ વિગેરે નાખી પહેરીને અને કસુંબાની ચુંદડી ઓઢીને મરી હતી તેવીજ રીતે હું મરવા ઇચ્છું છું. મારા મરવાની ખબર તમને મળે તો ઉપર પ્રમાણેજ મારો શણગાર સજશો. હાય ! શું એ દિવસ આવશે ? બ્હેન ! આર્શીવાદ દો કે એમ થાય.

તમારી અભાગી બ્હેન

હરીગંગા

પત્ર વાંચીને જયોત્સના ખુબ રડી. પહેલાં વિચાર આવ્યો કે પત્રની વાત કોઇને ન કહું, પણ એ એને રૂચ્યું નહિ. છેવટે આ પત્ર પોતાનાં પતિદેવને વંચાવવો એમ નિશ્ચય ઉપર આવી.

---

## પ્રકરણ ૨૪ મું.

## અપુર્વ વિચાર

આટલા દિવસ પછી સંસારને જાણ્યો, જેને જીવ સાટે ચાહતી હતી તે છાતીમાં છરી ભોંકવા તૈયાર થાય છે, પિશાચોને કેવળ પોતના સ્વાર્થનીજ ચિન્તા રહે છે. બુધ્ધીહીણુને

બનાવવા, અને આશ્રય આપનારનેજ હેરાન કરવા એનો સર્વનાશ કરવો એજ એમનો ઉદ્દેશ હોય છે. જે માણસ પોતાના સ્વાર્થ માટે બીજાનું ગળું કાપે તેને માટે આ દંડ યોગ્યજ છે. જે પોતાના પતિનુંજ શિરચ્છેદન કરે, આશ્રિત આત્મ સ્વજનને કષ્ટ દે એને માટે આ શિક્ષા કંઇ વધારે નજ ગણાય!

એક દિવસ આ શરીરપર પંદર હજારના અલંકાર કાયમ પડયા રહેતા હતા પરન્તુ આજ ટકાની ચુડી સિવાય કશુંએ આ શરીરપર નથી. ઇશ્વરે સર્વ કંઈ આપ્યું હતું, મેં મારા કર્મથી સઘળું ગુમાવી દીધું, પાપનું પ્રાયશ્ચિત અવશ્ય કરવુંજ પડેને? નરકના ભયાનક અગ્નિ મારા હૃદયને બાળી રહી છે, શું એ પ્રાયશ્ચિત હશે?

સતી પતિવ્રતા શારદાને પિશાચના હાથેથી મેંજ કઢાવી હતી, પતિના મનમાં દ્વેષભાવ ઉત્પન્ન કરવા માટે ચારિત્ર્યવાન દિનબંધુ પર મેંજ જુઠું કલંક ચડાવી એને ઘરથી બહાર કાઢયો હતો, હવે શું બાકી રહ્યું? દિનબંધુનો ભક્તિભાવ પિતા પ્રત્યે પૂર્ણ હતો, એટલે એ એમને પોતાના ઘેર લઈ ગયો, દિનબંધુ મહિને પચ્ચીસ રુપિયા પગારમાં સુખી છે અને હું? હજાર રૂપિયા મળવા છતાંએ દુ:ખી છું.

સરયુ પોતાના ઘરની એક નાની કોટડીમાં બેસી આ પ્રમાણે ચિન્તા કરતી હતી એટલામાં દિનબંધુ એ કોટડી આગળ આવ્યો અને સરયુને પ્રણામ કરી કહ્યું, "માં સારા તો છોને?"

સરયુએ પોતાની શોચનીય દશાનો સઘળો વૃત્તાંત દિનબંધુને

પત્રદ્વારા લખી મોકલ્યો હતો. સરયુને તો એમજ હતું કે દિનબંધુ આવે કે ન આવે કારણ મેં એની સાથે સારૂં વર્તન કર્યું નથી. છતાં આજ એજ દિનબંધુ સરયુના ચરણ કમળમાં હાથ જોડી ઉભો હતો, રાક્ષસી વિમાતાને "મા" કહી સંબોધતો હતો.

સરયુ કશુંએ ન બોલી. કહેવાની કંઈ વાત એને બાકી ન હતી આમ રડવા લાગી.

"દિનબંધુએ કહ્યું. "માં, રડો છો કેમ ? હું જાણું છું કે તમારા પાસે હવે કશુંએ રહ્યું નથી, તમો ચિન્તા ન કરો, હું તો છું ને ?"

સરયુ અવાક્ બની ગઈ અને વિચારવા લાગી કે આ શું બોલે છે ! જેના સાથે મેં કેવું ખરાબ વર્તન કર્યું છે તેના આ શબ્દો ? તેણે કહ્યું.

"પુત્ર દિનું, હું બહુ દુઃખી છું."

"એ તો હું જોઇ શકું છું, મારા પગારમાં દસ રૂપિયાનો વધારો થયો છે, આપને હું માસિક ૭ રૂપિયા આપ્યા કરીશ આપ કાશી જઇને રહો."

"મને તમારા સાથે રાખો તો ?"

"શું એ તમને ફાવશે ? "

"મારે માટે એજ ઇષ્ટ છે. મારૂં કાશીધામ ત્યાંજ છે."

"પિતાજી રજા આપશે ?"

"દિનું, તારો બોલ એ ઉથાપનાર નથી."

"વારૂ, આજ તો હું પિતાજીને પુછયા વગર આવ્યો છું, માટે માફ કરો કાલે જરૂર આવીશ."

" ઠીક, તો કાલે આઈશ."

આવા માટે દિનબંધુએ ઘણુંએ કહ્યું–સમજાવી, પરન્તુ સરયુ ન માની, એકની બે ન થઈ, છેવટ દિનું સરયુને પોતાના ઘરમાં લઇ જવા માટે પ્રબંધ કરવા લાગ્યો.

*　　　*　　　*

દિનબંધુ સરયુને પોતાને ઘેર તો લઇ ગયો, પરંતુ એના મનમાં એક જાતનો ભય સમાયો હતો, સમાજનો ભય ન હતો. સમાજની દૃષ્ટિમાં સરયુનું ચારિત્ર ખરાબ હોવા છતાંયે એને કોઈ કહી શકે તેમ ન હતું. કેમકે જે કાંઈ એણે કર્યું હતું તે ઘરની અંદર કરી ચુકી હતી, અને આથીજ પુરા પ્રમાણ વગર કોણ કોના ઉપર સાચું, જુઠું કલંક ચડાવે ? પરન્તુ દિનુને તો એ વાતનો ભય હતો કે પિતાજી મારા આ કૃત્યને અનુમોદન આપશે ? એ શું આ હત્યારીને પાછી પોતાના ઘરમાં રાખી એનું મોં જોશે ?

સરયુને જોતાંજ શારદાએ એના પગ દબાવ્યા, અર્થાત્ પગે પડી. પછી એના ચરણ ધોયા અને એક નાની ઓરડીમાં તેમને લઇ ગઇ. સરયુ ચોરની માફક ઓરડીના એક ખુણામાં લપાઇને બેસી ગઇ. પાસેની ઓરડીમાં પોતાના પતિદેવ બેઠા છે છતાં એને ત્યાં જવાની હિંમત ન થઇ, શું મોઢું લઈને તે પતિદેવ આગળ જાય ?

વિશ્વાસરામ સરયુને પોતાના પ્રાણથી પણ વધારે ચાહતા હતા, મહાસંકટ સાથે એમણે ઘર છોડયું હતું, કેવળ દુઃખને

માટેજ ઘર છોડયું હતું એમ કહી શકાય તેમ નથી, કેમકે સરયુએ એમને ઘરમાંથી રજા આપી હતી. આટલું છતાંયે સરયુને તે ભુલી શક્યા નહોતા તેઓ ધીરે ધીરે ઉભા થયા અને સરયુ પાસે આવી કહ્યું:–"કેમ ! શું કહે છે ?"

સરયુ રડતી રડતી વિશ્વાસરાયના ચરણોમાં મસ્તક નમાવી બોલી, "આપના ચરણમાં સ્થાન આપો."

"સરયુ ! પાછી એજ માયા ? જે માયાએ સ્મશાનગામી જીવનમાં યૌવનની ચંચળતા આણી હતી–ઉત્પન્ન કરી હતી–તેને ભીખારી બનાવ્યો હતો–જે માયાએ પુત્ર અને પુત્રવધુઓથી જુદો પાડયો હતો, જે માયાએ મને કર્ત્તવ્યશૂન્ય બનાવી દીધો હતો, પણ બનાવી દીધો હતો, પાછી તેજ માયા, સરયુ ! હવે શું ચાહે છે ?"

"મારા મુખ સામે તો જુઓ, મારા શરીરની દશા તો જુઓ, અને પછી તમારા આત્માને પુછો કે હું શું માગું છું. તમારા ચરણોની સેવા. દિનુ મને મા કહી બોલાવે, આથી વધારે શું માગું ? મારા પાપનું પ્રાયશ્ચિત, હૃદયમાં જે આગ બળી રહી છે તેને શાન્ત કરવા ઇચ્છું છું."

"સાચું યા ખોટું તું જાણે. પરન્તુ જ્યારે ધર્મને સાક્ષી બનાવી તારો હાથ પકડયો છે ત્યારે હવે એ છોડી શકતો નથી."

રડવાના અવાજ સિવાય સરયુના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

# પ્રકરણ ૨૫ મું.

## કર્મફળ.

ધાટણના પ્રયત્નથી ગુલાબની મુર્છા તો દુર થઇ, પરન્તુ એને ભયાનક તાવે ઘેરી લીધી. તાવ કોઈ પણ રીતે શરીરમાંથી ખસતો નહતો, લગભગ દોઢ માસ સુધી કેટલાયે ઓસડ વેસડ કર્યાં ત્યારે એ કંઇક સાજી થઇ, પરન્તુ એનું સ્વાસ્થ્ય પહેલાના જેવું નિર્મળ ન થયું, આંખો અંદર બેસી ગઇ. ગાલોમાં ખાડા પડયા, કુચ યુગલ કુંચિત બની ગયા. બિમારી અને નિર્બળતાના કારણે એના મોટા મોટા વાળ ખરી પડયા. હાય! જે ગુલાબને જોતાંજ સંસારભરના મનુષ્યો એનાપર મોહીત થતા એ ગુલાબની આજ આ દશા? ગુલાબને ઓળખવી મુસ્કેલ થઇ પડતી—એ ઓળખાતીજ નહિ.

બર્ષ દિવસ સુધી ગુલાબને એમ આશા રહી કે કાલ સવારે મારૂં શરીર સારૂં થઈ જશે, પોતાનું પૂર્વ સૌન્દર્ય પાછું વિકસિત થશે, પરન્તુ કશુંયે ન થયું. રૂપીયા પણ હવે એની પાસે થોડા હતા. બેઠાં બેઠાં કયાં સુધી ચાલે? એને પ્રતિક્ષણ એ ચિન્તા હતી કે કોઇ નવો 'ઉલ્લૂ' ફસે તો કામ ચાલે, પરન્તુ પહેલાના જેવું એનું રૂપ હવે નહોતું રહ્યું, પહેલાની જ્યોતિ ઉડી ગઇ હતી. કોઈ કેમ ફસાય? કદાચ કોઇ આવતું તો એનું મન ન માનતું, સાધારણ વેશ્યાની પેઠે એને કમાવું પસંદ નહતું એને

આત્મા ના, ના, કહેતો હતો. લાચાર થઈ એણે અલંકાર વેચી દિવસો વિતાવવા માંડયા.

જ્યાં સુધી સારૂં યા ખરાબ એ બાબતનું જ્ઞાન નથી થતું ત્યાં સુધી અનુતાપ પણ નથી થતો. આટલા દિવસો પછી ગુલાબને જ્ઞાન થયું અને અનુતાપની પણ સીમા ન રહી. ગુલાબ મનમાંજ કહ્યા કરતી–આવું કેમ કર્યું ? ભીખ માગીને જો પ્રથમથી પેટ ભર્યું હોત તો ? વિલાસિતાની દાસી બની જીવનમાં કાળો દાઘ લગાવ્યો, પરન્તુ હવે શું બની શકે તેમ છે ? કવિએ સાચું કહ્યું છે,

"સમય ગયા પછી પસ્તાવું નકામું છે."

એક દિવસ ગુલાબ સ્નાન કરી ઘેર પાછી આવતી હતી, રસ્તામાં એને કસ્તુરચંદ શેઠ મળ્યા, બંને સ્તંભિત થઈ ગયા.

કસ્તુરચંદ શેઠે ગુલાબને કહ્યું,

"ગુલાબ અહીં કયારથી ?"

"ત્રણ વરસ થવા આવ્યાં."

"ત્યારે લાચાર બન્યા પછીજ અહીં આવી હોઈશ."

"જો સાચું પુછો તો વાત એમજ બની છે."

"ત્યારે મારે ત્યાં રહેવામાં શું વાંધો છે ?"

"પાછી ?"

કસ્તુરચંદે હસતાં હસતાં કહ્યું, "ગુલાબ ! ત્યારે શું તું એમ સમજે છે કે હજી મારા આગલા દિવસો ચાલુ છે ? હવે તો હું પવિત્ર પતિપ્રાણા પત્નિનો પતિ અને એક પુત્રનો પિતા છું."

"પછી ?"

"એક દિવસ જેને જીવનથી વધારે ચાહતો હતો તેનાપર ઉપકાર કરવો એ શું મારૂં કર્તવ્ય નથી ?"

"આ અવસ્થામાં મને કશુએ દુઃખ નથી."

"તો હજી સુધી તારા પાપનો અન્ત નથી આવ્યો."

"કસ્તુરચંદ, તમો મનેજ દોષી ધારો છો, પરન્તુ બીજા કોઈને દોષ કેમ નથી દેતા ?"

"જવા દો એ વાતને, કોઇ દિવસ એનો નિર્ણય કરી લેશું, તું ક્યાં રહે છે ?"

"કેમ ?"

"તને હું મળવા આવ્યા કરીશ."

"નહિ કસ્તુરચંદ, મને ન જોવા આવવું, અને ન મળવું. કેમકે તમને જોયા પછી ધીરજને બદલે મારો જીવ વધારે બેચેન બની જાય છે, હૃદયમાં દાબી રાખેલી આગ પાછી ભભૂકી ઉઠે છે."

"ઠીક ત્યારે જાઉં છું" આટલું કહી કસ્તુરચંદ ત્યાંથી વિદાય થયા.

આ ઘટના પછી કેટલીયે વાર કસ્તુરે ગુલાબને મળવાની ઇચ્છા કરી, પરન્તુ પછી પાછો વિચાર કરી અટકી જતા, ગુલાબ જ્યાં સુધી જીવતી રહી ત્યાં સુધી કસ્તુરને ન ભૂલી શકી.

નાસિકમાં ગુલાબ બિચારી મરણ પામી. મરતી વખત કસ્તુરચંદના નામ સિવાય અન્ય કશુયે નામ ન હતું. ન લીધું દેવી દેવતાનું નામ કે પરમાત્માનું.

## પ્રકરણ ૨૬ મું.



## પુરાણો ગુન્હેગાર.

પ્રવીણની અવસ્થા આજકાલ બહુજ ઉન્નત હતી, વડીલોની ગુમાવેલ મિલ્કત પણ એને પાછી મળી, આ સિવાય વ્યાપારમાં પણ એને બહુજ કમાણી હતી. એક દિવસ રમેશ સાથે વાર્તાલાપ કરતાં પ્રવીણે કહ્યું,

"મેં તને પત્ર વંચાવ્યો એ ઠીક ન કર્યું."

"હું પણ એજ કહું છું કે તમોએ ઠીક ન કર્યું, હવે મને એ ક્યાં મળે? એકે જગ્યા એવી નથી રહી કે મેં જોયા વગરની બાકી રાખી હોય."

"હવે એ ભુલી જા."

"ભુલી જવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા પરન્તુ આજ દિવસ સુધી એ ભુલવા નથી પામ્યો, જ્યાં જ્યા મારી નજર પડે છે ત્યાં ત્યાં બસ હરિગંગા! હરિગંગાની સૌમ્ય મનોહર મૂર્ત્તિજ દેખાય છે.

"કદાચ હરિગંગા મળી જાય તો એને રાખીશ?"

"એમાં પુછવા જેવું છે શું?"

"નવનિતે એનું સતીત્વ નષ્ટ નથી કર્યું, એનું કંઇ પ્રમાણ છે?"

"[illegible] અને હરિગંગાનો પત્ર."

"[illegible] વાતો પર વિશ્વાસ નથી આવતો."

"અન્ય વિશ્વાસ ન કરે તો મારૂં શું બગડી જવાનું છે! હું નિરવરાધિની હરિગંગાને છોડી શકનાર નથી."

"સમાજ તારૂં સાથી નહિ રહે."

"તમો તો રહેશો ને?"

આ વાતનો જવાબ પ્રવીણે ન આપ્યો. એટલામાં દિવાનખાના બહાર કોલાહલ સંભળાયો. પ્રવીણે સાંભળ્યું કે બહાર કોઈ ભૂખ્યો ગાંડો માણસ આવ્યો છે, એણે એ દિવાનાને બોલાવ્યો, ગાંડાને દિવાનખાનામાં લાવ્યા.

આ ગાંડા માણસના માથાના વાળ બબ્બે હાથ લાંબા હતા, દાઢી અને મૂછો બહુજ વધી ગયાં હતાં, મેલાં અને ફાટેલાં વસ્ત્ર પહેર્યાં હતાં. દિવાનખાનામાં દાખલ થતાંજ એ ગાંડાએ કહ્યું, "મને ભૂખ લાગી છે, કંઈક ખાવા આપો."

રમેશે તેને પુછ્યું. "ત્યારે શું તમો ગાંડા નથી?"

"મને તો એમ લાગે છે." ડાહ્યા મનુષ્ય પેઠે આ દિવાનાએ જવાબ આપ્યો.

"નામ કહેશો?"

દિવાનાએ હસતાં હસતાં કહ્યું, "હું વિશ્વાસરાયનો મોટો પુત્ર. મારૂં નામ નવનિત, બાપ એક નવી વહુ પછવાડે ફકીર બની ગયા, અને એણેજ મને ફકીર–નિર્ધન અને ગાંડો બનાવ્યો."

"તમો એક ઓરતને ઉપાડી ગયા હતા તે યાદ આવે છે?"

ગાંડાએ હસવા માંડયું, અને પછી કહ્યું, "હા! બરોબર યાદ છે, ઘણો સારો વખત હાથમાં હતો પણ મારો નાનો ભાઇ

હિનુ આવ્યો અને એ સ્ત્રીને બચાવી ગયો. મારા નશીબમાં તો માડયું હતું તે થયું પણ બિચારીના શીરે નાહક કલંક ચોટયું." પ્રવીણે અત્યાર સુધી કશી વાતચીત ન કરી હતી તે આગળ આવ્યા અને પુછ્યું,

"હરિગંગા કયાં છે?"

"ઇશ્વર જાણે. હું તો હવે જાઉં છું."

"જરા વધારે રોકાવ."

જવાબ દીધા વગર નવનિત યાને તે દિવાનો દોડી નાસી ગયો. ત્યાર બાદ પ્રવીણે કહ્યું, "ખબર નથી પડતી કે ઇશ્વર કોણ જાણે શું કરે છે? અને શા માટે કરે છે."

રમેશ રડવા લાગ્યો, એના મુખમાંથી એક શબ્દ પણ બહાર ન પડયો.

## પ્રકરણ ૨૭ મું.

### છેવટ

રમેશ હરિગંગાની શોધમાં પાછો નિકળ્યો, પરન્તુ હતાશ થઇ પાછો ઘેર આવ્યો અને કેટલા દિવસ ઘરમાં રહી એમણે તીર્થપર્યટન કરવાનો નિશ્ચય કર્યો. પ્રવીણે પણ વિચાર્યું કે આમાં કશું નુકશાન જનાર નથી કારણ સ્થાનના પરિવર્ત્તનથી કદાચ મનની સ્થીતિ બદલી જાય.

રમેશ જાત્રાએ જનાર છે એ સમાચાર જ્યોત્સ્નાએ સાંભળ્યા અને તેણે પ્રવીણને પણ જાત્રા જવાનું કહ્યું. આજ દિવસ સુધીમાં જ્યોત્સ્નાની એક વાત પ્રવીણે પાછી નહોતી કાઢી એટલે બધાએ સાથે જાત્રાએ જવાનું ઠર્યું.

પ્રથમજ તેઓ નાસિક ગયાં. બે રૂપીયા રોજથી એમણે એક મકાન ભાડે રાખ્યું અને ત્યાં રહી આહારાદિનો પ્રબંધ કરવા લાગ્યાં. આ વખતે મકાનવાળો બીજા માણસ સાથે વાતચીત કરતો હતો "એમ નહિ બને, તમો અત્યારેજ મારૂં મકાન ખાલી કરો."

ઉત્તરમાં કોઇએ કહ્યું, "આ વખતે અમે લોકો ક્યાં જઇએ?"

"એ હું શું જાણું?"

"ભાડું કંઇક વધારે લેશો?"

"મારે ભાડું જોતુંજ નથી, તમો મકાન ખાલી કરી દો."

મકાનવાળા સાથે જેને વાતચીત થતી હતી. તે એક સ્ત્રી હતી. કોઇના ઘરની દાસી હોય એમ જણાતું હતું. રમેશને જોઇ તે દાસી બોલી, "જુઓને શેઠ! હું હવે ક્યાં જાઉં? જેના સાથે હું આવી છું તે બહુ બિમાર છે."

"બીમારી શું છે?"

"ક્ષય."

ક્ષયનું નામ સાંભળતાં બંને ધ્રુજ્યાં, પ્રવીણે કહ્યું. "હવે ક્યાં જશો? તમો અહીંજ રહો, અમો ઘર બદલાવી લેશું."

મકાનવાળાએ વચમાંજ કહ્યું. "સાહેબ! આપે મકાન ભાડે રાખ્યું છે. હું તમને જવા દેનાર નથી."

"નહિ સાહેબ! અમો લોકો અહીં રહેવાના નથી. બહુજ ખરાબ રોગ છે-"

"આ દર્દીને હું હમણાંજ હોસ્પીટલમાં રવાના કરાવી દઉં છું અને મકાનને અંદર અને બહારથી ધોવરાવી આપીશ."

"એમ પણ બનનાર નથી, અમો નથી રહેવાના."

"આપ લોક ભોજન આદિનો પ્રબંધ કરો, પછી હું સઉ સગવડ કરાવી દઈશ."

ભોજન કાર્યથી પરવારી બન્ને મકાન બદલાવવાના નિશ્ચયપર આવ્યા. તેવામાં પેલી દાસી આવી અને પ્રવીણને કહ્યું "શેઠજી, હવે તો મારી શેઠાણીની તબીયત વધારે ખરાબ થતી જાય છે હું શું કરું? કોઈ ડોકટર પણ અહીં મળતો નથી."

"શું હજી સુધી ડોકટરને બતાવેલ નથી?"

"નહિ."

"મારા પાસે હોમીયોપેથિક દવાઓ છે. કહો તો દઉં!"

"આપ એકવાર જોઇ જાવ તો ખબર પડે કે એ દવા ખાશે કે નહિ!"

"જોવા તો નહિ આવું. વાત ઉપરથી દવા આપીશ."

"કોઈ કુળવાન ઘરની ભલી બાઇ છે, એકવાર તો જુઓ, એમ હોય તો છેટથી જોજો."

"ઠીક ચાલો ત્યારે."

રમેશે પ્રવીણને ઇશારાથી મના કરી, જ્યોત્સ્નાની પણ એજ ઇચ્છા હતી. પણ પ્રવીણ તો જવા તઈયાર થયો, એટલે રમેશ પણ સાથે ગયો. ત્યાં જઈ રમેશ દર્દીનું મોઢું જોઇ ચોંકયો, દોડયો અને એ દર્દી બાઇને ચુમ્બન કરવા લાગ્યો.

આ યુવતી કોણ હતી? પાઠકોની પુર્વ પરિચિતા નિરપરાધિની હરિગંગા.

જ્યોત્સ્નાએ આ વાત સાંભળી કે તરતજ તે પણ ત્યાં આવી પહોંચી. ડોકટર પર ડોકટર બોલાવવામાં આવ્યા. મુંબઈથી ડોકટરને બોલાવવાનો તાર કરવામાં આવ્યો.

હરિગંગા સૌને જોઇને અવાક બની ગઈ, એના નિસ્તેજ શરીરમાં બળ આવવા લાગ્યું, અને જ્યોત્સ્ના તરફ જોઈ બોલી,

" બહેન ! હું મહા નસીબવાન છું કે આજ એમને અને તમને મળવાને ભાગ્યશાળી થઈ, જ્યોત્સ્નાએ આંસુ લૂછતાં કહ્યું, " બહેન ! એવી વાત ન કર. તું જલ્દી સાજી થઇશ."

ચિકિત્સા બરાબર થવા લાગી, રમેશે ઘણીએ વાર કહ્યું કે "મને સમાજની પરવા નથી હું તને જરૂર મારા ઘરમાં રાખીશ" પણ હરિગંગા કશોએ જવાબ ન આપતી માત્ર રૂદન ! રૂદન ને રૂદનજ કરતી.

રમેશે કહ્યું " આટલું બધું શા માટે રડે છે ? "

" તમને ઘણા દિવસે જોયા એટલે ! "

તેટલામાં તો હરિગંગાની આંખો ફરી ગઇ. રમેશ ગભરાયો. હરિગંગા બોલી, " નાથ ! હું જાઉં છું."

